

શ્રી મહાવીરાય નમઃ

# લુણાવાડાના વિશ્વાસઘાતી ચાલીશ ઘરવાળા જૈન નેમા વાણિયાઓના છળ, પ્રપંચ, કપટજાળનો અદ્ભૂત ચિતાર.




લેખક.

મુનિ. મણિવિજય.

લુણાવાડા.





સંવત ૧૯૮૦ પ્રત. ૧૦૦૦ સને ૧૯૨૩





શ્રી "વીરશાસન" પ્રીન્ટીંગ પ્રેસમાં શા. કેશવલાલ

દલસુખભાઈએ છાપ્યું.

કાળુપુર ટંકશાળ—અમદાવાદ.






# નિવેદન.

સુગ્ન વિવેકી વિચારશીલ ન્યાયી જીવોને માહારે નમ્રપણે સુચના કરવાની છે કે મેહેરબાની કરી એકવાર આ બુક સંપૂર્ણ વાંચવા તસ્દી લેશે, અને જો કાંઇ અસત્ય લાગે તો માહારા પાસે ખુલાસો માગવાથી તુરત હું ખુલાસો આપીશ. બીજું અમદાવાદવાળા શા. લલ્લુભાઇ મનોરદાસના ચીરંજીવી ભાઇ શંકરલાલભાઇને ઇંહાંના લોકો સાથે લેવડદેવડ વિગેરે વ્યવહાર હોવાથી ઇંહાંના ચાલીશ ઘરવાળામાંના કેટલાક લોકોયે તડા પાડ્યા સંબંધમાં તેમને મોઢે મારૂં જૂઠું નાંખિ દીધુ તેથી તે ભાઇ શંકરલાલે મને સુચનારૂપે સામાન્ય જણાવેલ હોવાથી મે ઇંહાંનો સાચો હેવાલ અક્ષરે અક્ષર તેમના ઉપર લંબાણ લખાણથી તેમને માહિતગારી મેળવવા લખ્યો હતો તે સંપૂર્ણ હેવાલ આ બુકમાં દાખલ કરેલ છે અને તેની નકલ અમારા હાથ દસ્કતની તેમના પાસે છે માટે જેને તે નકલ જોવી હોય તો અમારા હાથ દસ્કતની તે નકલ સદર આશામીને ત્યાં છે તે જોઇ લેવી. હવે માહારે તે નકલની હજાર નકલ છપાવવાનું કારણ એકે તે કાગળ ઇંહાંના ચાલીશ ઘરવાળા જઇને લઇ આવ્યા અને ગોધરા જઇ શ્રી વીતરાગાયનમઃ શ્રી જૈન સાધુ મણીવીજયજીયે લુણાવાડાથી લખેલા કાગળનો ઉતારો પ્રત ૧૦૦ સને ૧૯૨૩ પ્રકાશક શ્રી લુણાવાડા જૈનપંચ લુણાવાડા આવીરીતે બુકના પૂંઠા ઉપર નામ આપ્યુ તથા અંદર શ્રી જૈન સાધુ મણીવીજયજીયે લુણાવાડાથી પરીખ લલ્લુભાઇ મનોરદાસ અમદાવાદ વાલાને ત્યાં લખેલા કાગળનો ઉતારો શ્રી વીતરાગાયનમઃ આ પ્રકારે લખી સો ચોપડીયો બાહાર પાડી તેથી અમારે એક હજાર નકલ વધારા સાથે બાહાર પાડવાની ફરજ પડી છે તેનુ કારણ આ

તમામ લખાણ વાંચવાથી સ્પષ્ટ જણાશે. આ કાગળની સો નકલો કઢાવી તેના કારણો નીચે પ્રમાણે છે. (૧) પ્રથમતો લોકોને જણાવવા કે આ સાધુ આવા કાગળો લખે છે અને તે ખોટા છે અને અમે સાચા છીયે તે જણાવવા તથા જણાવવાથી લોકો મણિવિજયની નિંદા કરેતા ઠીક થાય તે ઇરાદાથી અને પોતાનુ જૂઠાણુ ઢાંકી શકાય એવા હેતુથી બુકો છપાવેલ છે. (૨) ચોપડીના પૂંઠા ઉપર લુણાવાડા જૈન પંચનુ નામ આપવાથી અને પોતાના ચાલીસ ઘર વાળાનું ખુલ્લું નામ નહિ આપવાથી લોકોને એમ જણાવવા માટે કે એકત્રીશ ઘરવાળા સામા પક્ષના પોતાથી અલગ છે તેને પણ અંદર જન પંચના નામે હોમીયે એટલે વાંચનારા લોકો મણિવિજયનો દોષ કાઢશે ને અમારૂ પાપ ઢંકાશે આવા ઇરાદાથી પ્રકાશક જૈનપંચ લુણાવાડા આ નામ બુકના પૂંઠા ઉપર રાખેલ છે. શિવાય જો તે ખરા સત્યવાદિ હોય તો તેને પોતાના ચાલીશ ઘરવાળાનું નામ નાખવું જોઇયે, પણ તેમ નહિ કરવાથી આ પ્રપંચ પણ તેનો પ્રત્યક્ષ દેખાઇ આવે છે. (૩) જુ કારણ એ છે કે અમોયે ગઇ સાલમાં સપ્તવ્યસન નિષેધ બુક પ્રગટ કરી છે. તેમાં દારૂ નિષેધના સંબંધમાં જૈનશાસ્ત્રના આધારે કૃષ્ણ ત્રીજી નરકે ગયા તે લખેલ છે અને જૈનોના હજારો પુસ્તકોમાં તે લખાણ છે. આ બુક શ્રી વીરશાસનના ગ્રાહકોને અમદાવાદથી શા. કેશવલાલ દલસુખભાઇયે ભેટ આપેલ છે. હવે તે બુક ઇંહાં છપાઇને આવ્યા પછી પૈસા આપનારને મેં એક એક આપી અને તે વૈષ્ણવોના હાથમાં ગઇ. કૃષ્ણને નરકમાં ગયા વાંચી તે લોકો ભટકયા. ધમાલ મચાવી. તે બાબત (૧૩) મી કલમમાં અમોયે કાગળમાં લખી છે તે વાંચી જોવાથી માલુમ પડશે. હવે તે ચાલીશ ઘરવાળાયે વૈષ્ણવોને તેરમી કલમ પ્રમાણે ઉશ્કેર્યા. ચાર છ

દિવસ પછી શાંતિ થઇ ગઇ પછી વૈષ્ણવોના માહારાજ આવ્યા હતા. તેમના જોડે પંડિતજી હતા. અમો તેમના મંદિરમાં પુછવા ગયાને પુછ્યું કે કૃષ્ણ ને થયા તમારા શાસ્ત્રમાં કેટલા વર્ષ થયા છે. વચ્ચે વચ્ચે બે વાર પ્રસંગોપાત તેમના માહારાજને અને અમારે બીજી વાત થઇ ત્યારબાદ ત્રીજીવાર પુછવાથી તેમના પંડિતજીયે કહ્યું કે લગભગ ૫૦૦૦ પાંચેક હજાર વર્ષ થયા છે. મેં કહ્યું કે અમારા જૈનશાસ્ત્રમાં કૃષ્ણને થયા ૮૬૪૪૫ વર્ષ થયા છે. પુસ્તકો લાવું, દેખાડું, કાલે આવું, વિગેરેના ઉત્તરમાં પંડિતજીયે ના ના ઉત્તર સાથે અમારે કાલે જવું છે. આવું બોલ્યા, તે વખતે ત્યાં વૈષ્ણવો કેટલાક હાજર હતા. હું ચાલ્યો આવ્યો. કારણકે તેમને પધરામણિ કરાવવા માટે લોકો ઉતાવળ કરતા હતા તેથી માહારે ત્યાં વધારે રહેવું તે ઠીક ગણાય નહિ. તે માહારાજ જોડે અમો વાત કરતા હતા ત્યારે વચ્ચે વચ્ચે કોઇક વૈષ્ણવ ક્રોધ કરતા હતા. તેમને તેમના મહારાજે બે ત્રણવાર નિષેધ કર્યો કે વાત ચાલતી હોય ત્યાં ક્રોધ કરવો લાયક નહિ તેથી તે લોકો ક્રોધ કરતા બંધ થતા. આ ક્રોધ કરનારા બે જણા હતા તેમને તેમના માહારાજે ક્રોધ કરતા અટકાવ્યા હતા. શિવાય પંડિતજીને અમારે પણ કાંઇકાંઇ વાતચિત થઇ હતી પણ ટાઇમ થોડો એટલે વધારે વાતચિત થઇ નહિ. હવે આ વાત હાલમાં એક માસ સુધી પડી રહી હતી. કોઇયે ઉચ્ચાર માત્ર કર્યો નોહાતો પણ ચાલીશ ઘરવાળાયે જાણ્યું કે હવે આ કાગળ છપાવી આપણે વૈષ્ણવોને ઉશ્કેરાયે તથા મણિવિજયની નિંદા બહુ કરશે. અને તેને આ ગામમાંથી હાંકી કાઢશે. આવી આશામાં સો બુકો છપાવી અને તે તેમાં બરાબર જશ મેળવી શકયા, પણ પરંતુ જેવું ચિંતવે તેવું પોતાનું

થાય તે વાત ચાલીશ ઘરવાળાને સત્ય થઈ. તે ચાલીશ ઘરવાળાયે ચોપડી વૈષ્ણુવોને આપી ઉશ્કેર્યા. બધાને કાગળના અંદર રહેલી (૧૩) મી કલમ વારંવાર બોલાવીને વંચાવવા માંડયા તે એટલા સુધી લોકોને ઉશ્કેર્યા કે ચોરાશી વાળાને ખળભળાટી મેલ્યા અને ચાલીશ ઘરમાંના કેટલાકો વૈષ્ણુવોને કહેવા માંડયા, તમે ફરીયાદિ માંડો અમે સાક્ષી પુરીશું. વિગેરે ધમાલ કરવામાંતો કાંઈ ખામી રાખી નહિ. અમોયેં કેટલાયેક અન્ય દર્શનીયોને કહ્યું કે ભાઇયો શું કામે ખોટી ધમાલ મચાવો છો. તમારે ને અમારે ઘણુંજ આંતરૂ છે. તમારા શાસ્ત્રમાં કૃષ્ણુને થયાં પાંચ હજાર વર્ષ કહે છે અમારા જૈન શાસ્ત્રમાં આજે ૮૬૪૫૦ થયા છે. વળી તમારાને અમારા કૃષ્ણુનો સંબંધ જૈન શાસ્ત્રમાં કોઇ ઠેકાણે નથી. તમો જેને ઇશ્વર અવતાર ભગવાન માનોછો અને જેને થયા ૫૦૦૦ વર્ષ તમારા શાસ્ત્ર કહે છે તે કૃષ્ણુનું નામ જૈન પુસ્તકોમાં નથી અને જૈન પુસ્તકો તે કૃષ્ણુને નરકે ગયા કહેતા પણુ નથી. જૈન પુસ્તકોમાં તો ૨૨ મા શ્રી નેમનાથ તીર્થંકર ભગવાનની ભક્તિ કરી ભવિષ્યમાં ૧૨ મા અમમ નામના તીર્થંકર થવાનુ પુન્ય બાંધેલ છે તે કૃષ્ણુ નરકમાં ગયા છે અને આવતી ચોવીશીમાં ૧૨ મા તીર્થંકર થશે. આવુ લખાણુ અમારા જૈન પુસ્તકોમાં છે એમ કહી આઠ દસ પુસ્તકો મેં દેખાડવા માંડયાં પણુ એકાદ દેખ્યું. બાકી દેખે કોણુ. તો પણુ માન્યા નહિ અને ચોરાશી બહાર મુકવાના ઠરાવ ઉપર આવ્યા કે જૈન વાણીયાને તેમાં પણુ આ તરફના એકવીશ ઘરવાળા કે જેઓ તદન બીન ગુન્હેગાર હતા. તેને માફી મગાવવી, પોતાની ભુલ કબૂલ કરાવવી, તમારા દેવને અમો માનીયે છીયે એવું મંદીરના ચોપડે લખાવવું, સપ્તવ્યસન નિષેધની બુકમાં જેણે સાહાય માટે રૂા. આપ્યા છે તેનો દંડ લેવો. ફરીથી તે

બુક છપાવવી નહિ તેવી સહિયો લેવી મણિવિજયને કાર્તક વદિ એકમે લુણાવાડાથી વિહાર કરાવવો અને પાછો લુણાવાડામાં ફરીથી માહાજનની સમ્મતિ શિવાય આવે નહિ વગેરે વૈષ્ણવોયે લખાણુ લખવાની તૈયારી કરી. કાંઇ લખાણુ કરી કાંઇ બાકી રાખી લખાણુમાં સહિયોની વાત ચાલી એવા સમયમાં ત્યાંથી ઉઠી નાના તડવાળા એકવીશ ઘરના પાંચ સાત લોકો માહારા પાસે આવી માહારા નામની પ્રાણુપોક મુખી ક્રોધ કરી મને કહેવા લાગ્યા કે તમે આ બધું ખોટું કર્યું છે. ચોપડી છપાવીને ઉપાધિ અમોને કરાવી છે, અમારે ચોરશી બાહાર રહેવુ પડે છે. ભુલ માત્ર તમારી છે. તમારે શું કામે કોઇના ધર્મની નિંદા કરવી જોઇયે. તમો માફી માગો. લખાણુ પાછું ખેચી લ્યો. નહિ તો ફરીયાદિ ફોજદારી કરવાનું કહે છે. આવું આવું કહી મહારા ઉપર વરાળ કાઢી. તેથી માહારો પણુ ક્રોધનો ઉદય પ્રબળ થયો. મેં કહ્યું કે તમે તે જૈનવાણિયા છો કે કોઇ અન્ય છો મેં માહારા જૈનધર્મના પુસ્તકના આધારે લખાણુ કરેલ છે અને તે લખાણુ જૈનોના હજારો પુસ્તકોમાં છે. વળી અન્ય દર્શનીયોના સાથે આપણુને કોઇ પણુ પ્રકારનો સંબંધ નથી. તેમનો અને આપણો માર્ગ ભિન્ન ભિન્ન છે. તો આપણા પુસ્તકો અને તેમને લાગે વળગે શું ? વળી ચોરી છીનાળી કરી હોય, ભુલ કરી હોય, ગુન્હો કર્યો હોય તો માફી મગાય પણુ પોતાના જૈનશાસ્ત્રના આધારે લખાણુ કર્યું છે તેમાં આ ખોટી ધમાલ શું માટે ?" જાઓ જાઓ ! દહાંથી માહારા પાસેથી નીકળો. અને તે લોકોને જઇને કહો કે અમો બીનગુન્હેગાર છીયે. અમારો કાંઇ દોષ નથી. તે સાધુ કહે છે કે માહારા જૈનધર્મ શાસ્ત્રના આધારે લખાણુ કરેલ છે ને તે સત્ય છે તેમાં દંડ શું અને તોફાન શું ? જાઓ કહો કે તમારે

થાય તે કરો. સરકારમાં હું માહારા પુસ્તકો લઇ હાજર થઇશ ને જો માહારો વાંક હશે તો કેદમાં નાખશે, પિસ્તોલે અગર ફાંસીએ દેશે તોપણ સહન કરીશ પણ માહારા પવિત્ર જૈનધર્મ તેમજ મહારા પવિત્ર જૈનધર્મના પુસ્તકો જે સાચા છે તેને કદાપિકાળે માહારાથી ઉત્થાપન કરી શકાશે નહિ. તેમજ જૈનધર્મ અને જૈનધર્મના પુસ્તકોને ઉત્થાપી માહારાથી અનંત સંસારી થવાશે નહિ. માટે જાઇને કહો કે જે કરવું હોય તે કરે. કોઇથી માહારા ધર્મના ધણી થઇ શકાશે નહિ. આવું કહી કાઢી મુક્યા. ચાલીશ ઘરવાળાને તો આ તોફાનથી આનંદ આનંદ હતો ને લહેર થઇ હતી તેમાં આ એકવીસ ઘરના બાઇઓ ભાઇઓ પણ માહારૂ નિકંદન કરવા માંડયા. ફકત કોઇકજ બાઇઓ ભાઇઓ સત્ય જૈનધર્મના સત્ય પ્રેમી હશે તેણે માહારી પૂજા જીભનાં જોરથી કરી નથી બાકી બન્ને તડવાળા જૈનોયે માહારા પાપ મેલ સારી રીતે ધોઇ લીધા છે. હવે ઇંઢાંથી ધુધકાવી કાઢયા બાદ એકવીશ ઘરનો મુખી શા. છગનલાલ ભુરાભાઇ નિર્દોષી છતા જાઇને તે લોકો પાસે કહે છે કે હું ભુલ્યો, માહારો ગુન્હો માફ કરો હું વારંવાર માફી માગું છું ! તથા શા. મનસુખ કલ્યાણે કહ્યું કે હું તમારા ખાસડા ઉપાડી નીચે મુકી આવું છું. મહારો ગુન્હો માફ કરો. અમારી ભૂલ કબૂલ કરીયે છીયે વિગેરે અનેક વચનો પોતે એકવીશ ઘરવાળા નિર્દોષી છતાં આજીજીપૂર્વક બોલ્યા તેમ તેમ તે લોકો વધારે વધારે ચડતા ગયા અને દબાણ કરવાથી જેમજેમ એ લોકોયે કહ્યું તેમ તેમ લખી આપવા એકવીશ ઘરવાળા મંડયા તે કયાં સુધી હા પાડી કે માહારૂ નામ નોંધાતું આવ્યું ત્યાં સુધી અને મણિવિજયને કાર્તિક વદિ એકમે વિહાર કરાવવો, ગામમાં ફરીથી મહાજનની રજા શિવાય આવે નહિ. આ વચન સાથેજ એક ખરો જૈનધર્મી બોલ્યો કે ચાલચાલ

તે કોણુ છે. લુણાવાડુ કોઇના બાપનું છે ? જૈનોના શું તમો ધણી છો? વિગેરે કહી એકલો તુટી પડયો. તેના પછાડી વળી કોઇ એકાદ બે બોલ્યાને જંપલાવ્યું. શિવાય તો એકવીશ ઘરવાળામાંના બધાયે આ ચોપડી છપાવી અંદર દેવતા મુકાણો વિગેરે એલફેલ બહુજ બોલવા માંડયા. આ વચનો જૈનોના તેમજ અન્ય દર્શનીયોના લખવામાં ને કહેવામાં કેવી રીતે ગણત્રી કરી શકાય. હવે ઉપર પ્રમાણે થવાથી વાત પડી રહી. એટલે ચાલીશ ઘરવાળા પાછા વૈષ્ણવોને મલ્યા કે અમો તમોને સહી કરી દઇયે છીયે. કે તમો જેને માનો છો તેને અમો માનીયે છીયે. હવે જૈનધર્મભ્રષ્ટ ચાલીશ ઘરવાળા જૈનો સહી કરવાની તૈયારી કરે છે. ત્યાં તેમના કોમના કોઇક કયાંઇક બુટી સુંઘી આવી કહ્યું કે જોજો ભુલશો નહિ સહી કરશો નહિ, કરશો તો મરી જશો સમગ્ર જૈનસંધ બાહેર નોકારશી બાહાર તમે થશો આવી બુટી સુંઘાડવાથી ચાલીશ ઘરવાળા ચાલ્યા ગયા. અને એક-વીશ ઘરવાળા પણ ચાલ્યા ગયા. આ બધું કર્મ ચાલીશ ઘરવાળાયે માહારા ઉપર વેર હોવાથી માહારી ખોટી નિંદા કરાવવા કર્યું. જૈન-ધર્મને આખા ગામમાં વગોવ્યો. ગુલાબવિજયજી મહારાજને તથા મને ગાળો ખવરાવવામાં બાકી રાખી નહિ. ગામના ઘણા માણસોને ચકડોળે ચડાવ્યા. અંતે તેજ ચાલીશ ઘરવાળા જૈનનામધારી વાણિયા પાછા પડયા. મને કેદમાં નાખવાનો ઇરાદો અને દુઃખી કરવાનો ઇ-રાદો હતો તે બિચારાનો સફળ ન થયો. જૈનધર્મ જૈનદેવ ગુરૂ ઉત્થા-પિ અનંત સંસારી થયા, તે લાભ મેળવ્યો. હવે વળી આગળ ઉપર શું કરે છે તે જોઇયે છીયે. આ લખાણથી અને ચાલીશ ઘરવાળા-ના કરમથી તેરમી કલમમાં અમોએ જે કંઠી બાંધવાનુ જૈન નામ-ધારીયોને લખેલ છે તે ચાલીશ ઘરવાળાયે બિચારાયે પોતાની મેળેજ

સિદ્ધ કરી આપેલ છે અને એકવીશ ઘરવાળાયે પણ જૈનધર્મ ઉપર પોતાની શ્રદ્ધા બીલકુલ નથી. તે બતાવી આપ્યુ છે. કોઈ કોઇ સત્ય જૈનધર્મ પકડી રહ્યા હતા. તેની બલીહારી છે.

નોકારશી બહારના કારણથી ચાલીશ ઘરવાળા લુણાવાડા ગામમાં કાંઇ કરે તેવા નહોતા, કારણકે તે ચાલીશ ઘરોમાંના કેટલાયેક નોકારશી સંઘ સ્વામીવાત્સલ્ય વિગેરેથી વિરૂદ્ધ છે અને જાતિ અભિમાનથી માને છે કે ઓસવાળ ભેગા ખાઇયે તો વટલાઇ જઇયે. વળી કોઇકોઇ તો બજારમાં ઉંચા હાથે અને લાંબા ઘાંટા પાડી બોલે છે કે બાહાર જઇ ઢેડનું ખાઇશું પણ લુણાવાડામાં ઓસવાળનું નહિ ખાઇયે. કહો હવે કાંઇ તેમાં ખામી રહી છે. રહી હોય તો બોલી દેજો. એટલે અમો પુરી કરાવી દઈશું માટે ઈહાંનો તો તેને ડર નથી પણ અમદાવાદ સુરત વિગેરે સ્થળે નોકારશી બાહાર મુકે તેના ડરથી તમો માનો છો તેને અમો માનીયે છીયે. આ વચન અમોને કેદમાં નખાવવા બોલવા લખવા સહી કરવાના હતા પણ નવાજ પઢતા મશીદ કોટે વળગશે. એ દુનિયાના ઉખાણાને લઇને પોતે કાંઇ નહિ કરી શકતા નીચા મોઢા કરી તે ચાલીશ ઘરવાળા રહ્યા છે. અને લોકોને જૂઠું ઉચકાવી ઉલટી જૈનધર્મના સાથે અને અમારા સાથે શત્રુતા કરાવી મહા ઉત્સૂત્રની પ્રરૂપણા કરી જૈનધર્મને બહુજ વગોવી પાપકર્મના ભાગીદાર થયા છે. ચાલીશ ઘરવાળાને મારા ઉપર વેર હતું, પણ કાંઇ જૈનધર્મ ઉપર તો વેર નોહોતુને ? જો તે સાચા જૈનબચ્ચા હતા તો કદાપિકાળે તે લોકોને અવળા પાટા બંધાવી ઉશ્કેરત નહિ. પણ જે ભારે કર્મી હોય તે જૈન નામધારીને પોતાના દેવગુરૂ ધર્મ ઉપર શ્રદ્ધા હોયજ નહિ. આ નિર્વિવાદ છે. ખેર જે થયું તે અમારી નિંદા કરી તે અમો ગણતા નથી પણ તે જૈન નામધારી વાણિઆ-

ઓએ જૈનધર્મ વગોવ્યો તેજ અમારૂ અંતર ઉદ્વેગ ધારણ કરે છે. ભાવિભાવ જે થવાનું હોય છે તે થાય છે. તેમાં કોઇનું ડહાપણ કામમાં આવતું નથી. અમોને પણ ખબર પડી કે દુનિયામાં લોકો આવા હોય છે. અમોયે ગઇ સાલમાં પણ કહ્યું હતું અને આ સાલમાં પણ વૈષ્ણવ ભાઇયોને કહ્યું હતું કે ભાઇયો વગરવિચાર્યું કામ કરશો નહિ. તમો જે બાબતની શંકા થાય તે બાબત મને પુછીને પછી ધમાલ ઉઠાવજો. આવું કહ્યા છતાં પણ ધમાલ કરી અને તે કરાવનારા જૈનધર્મના વૈરી ચાલીશ ઘરવાળા. ખેર અમારે કોઇ ઉપર વેર ઝેર નથી. પરિતાપ માત્ર એટલો કે ચાલીશ ઘરવાળાના મનોરથો માહારા સંબંધિ એક પણ ફલીભૂત નહિ થયા. ઉલટા નિષ્ફળ થયા એમ જાણી હજી પણ પાપથી ડરી પોતાની ભૂલ કબૂલ કરી ખોટા તોફાન છોડી પોતાની સાચી મર્યાદામાં વર્તશે તો તેને લાભ છે. છતાં હઠ કદાગ્રહ કરશે તો આ લેખિનિ તૈયાર છે. સત્ય લખાણમાં આ કલમ પાછી હઠનાર નથી. અસ્તુ

વળી તે ચાલીશઘરવાળાયે જે સો બુકો પંચના નામથી છપાવી. તેમાં કોઇ ઠેકાણે અક્ષરો—શબ્દો કાઢી નાખેલા છે. કોઈ ઠેકાણે નવા ઘાલેલા છે. કોઇ ઠેકાણે શબ્દો આગળ પાછળ કરી નાખ્યા છે. કોઇક ઠેકાણે વાક્ય અને કોઇક ઠેકાણે આખી લીટી પણ મુકી દેવરાવી છે. તેનો નોંધ પણ અમોયે કર્યો છે અને થાકીને કેટલાકનો મુકી દીધો છે. કારણકે કેટલું લખવું અને કેટલુંક છપાવવું. એ બિચારા ચાલીસ ઘરવાળા તો ગઇ સાલથી અસત્ય સેવી દેવગુરૂ ધર્મના વૈરી થઇ ચીકણા પાપકર્મ આજ સુધી બાંધ્યા કરે છે શાસનના અધિષ્ટાયક દેવો તેને સદ્બુદ્ધિ આપો અને તેઓ પાપકર્મથી બચો. સત્ય લાઇનમાં વર્તો. અમારી તો એજ આંતર ઇચ્છા છે.

વળી પણ પોતાનો દોષ ઢાંકવા આ બુક છપાવી લોકોને બોલાવી બોલાવી તે લોકોને (૧૩) મી કલમ ઉથલાવી ઉથલાવી મમળાવી મમળાવી વંચાવવાનું કારણ કે તે ચાલીશ ઘરવાળાનો અન્યાય આખા ગામે જાણ્યો હતો તેથી તે ઉડાવી દઈ ઢાંકવા અને આખા ગામમાંથી અમો સાચા છતાં તેમની વિરૂદ્ધ કોઈ સાક્ષી ન પુરે તેને માટે આ કાવતરા રચ્યા હતા અને તે ડાહ્યા માણસોએ જાણી પણ લીધા ખેર થયું તે થયું. હજી પણ એવા ડબ્બલ પાપ કરનારા ગુન્હા નહિ કરે તો લાભદાયક છે. આપણને કોઈ જોડે ન બને તો ખેર પણ એકના ઉપરથી આખા જૈનધર્મને વગોવનારા ડાહ્યા તો નજ કહેવાય. કેમકે જૈન બચ્ચો તો એવો હોવો જોઈએ કે ભલે પોતાને એક બીજા સાથે વૈર હોય પણ જ્યાં દેવગુરૂ ધર્મની ઉદ્ધાહના થવા વખત આવે તે વખતે એક થઈ જૈનધર્મને દીપાવે પણ વગોવે નહિ. પછી જેના સાથે વેર હોય તેના જોડે બોલવું ન બોલવું તેની ઇચ્છા, પણ ધર્મ લજાવે નહિ તેજ સાચો જૈન બચ્ચો કહેવાય. પણ અન્ય દર્શનીયોને ઉશ્કેરે તે જૈન કહેવાય નહિ પણ જૈનધર્મના ચોરોજ કહેવાય. ખેર ભુલ થઈ તો કરનારાના નશીબ. હવે ફરીથી એવી ભુલો નહિ કરે તો તેનું કલ્યાણ થશે.

કૃષ્ણ મરકે ગયા સંબંધમાં ચાલીશ ઘરવાળાયે વૈષ્ણવોને ઉશ્કેરી ઉંધા પાટા બંધાવી જે ખાડો પોતે ખોદેલો હતો તે ખાડામાં તે ચાલીશ ઘરવાળાજ પડયા છે વળી મહાજનમાં પોતાનેજ માફી માંગવી પડી છે અને પોતે જે સો ચોપડીઓ છપાવી તે બાબત માફી માગી. તે ચાળીશ ઘરમાંના બોલ્યા કે કહો તો ચોપડીઓ સોએ પાછી ખેંચી લઈ હમણાંને હમણાં હોળી કરી સળગાવી દઈએ વીગેરે

કહેવા વખત પોતાનેજ આવ્યો. અને પોતાને પણ માહાજન બાહાર રહેવા વખત આવ્યો ને જૈનધર્મ વગોવ્યો ને પાપ બાંધ્યું તે જુદું. મહાજન બહાર મુકવાના ભયથી એકવીસ ઘરવાળા બોલતા શું બોલ્યા પણ પાછળથી એકવીસ ઘરવાળામાંથી કેટલાએક બહુજ પસ્તાણા અને પોતાની ભુલ કબુલ કરવા લાગ્યા કે આપણો ધર્મ અને આપણાં પુસ્તકો સાચાં છે.

પાપનો ઘડો ફુટયો તેમાં પારણાંની નાત કરીને ખાધી તથા આસો શુદી ચોથને છઠ આ બે નાતો કરીને પણ ખાધી તો પણ એકવીસ ઘરવાળા આ લોકોએ પંચાતી લોકો પંચાત કરી ગયાથી નાતો કરી નથા ને કરવાની હતી તે બંધ રાખી છે, જુઓ હવે કોનો દોષ ? અમોયે સત્ય લખાણ બતાવવાથી હવે તે ચાલીશે ઘરવાળા લજવાણા છે પણ તેની કુબુદ્ધિ હજી ગઇ નથી. ખેર ! તેના કર્મ તેને ભારે. કૃષ્ણ સંબંધિ અમારા પાસે જૈનધર્મના પુસ્તકો ઘણા છે. તેમાં ઉલ્લેખો પણ ઘણા છે. જેને જોવા હોય તે આવો અને સુખેથી જુઓ. આ લખાણ છપાવવાની ઢીલનું કારણ ધમાલ ચાલતી હતી તેને લઇનેજ ઢીલ થયેલ છે

# શ્રીવીતરાગાય નમઃ

મુ. લુણાવાડાથી લી. મણિ. વિ. મુ. અમદાવાદ તત્ર સુશ્રાવક શા. લલ્લુભાઇ મનોરદાસ તથા ભાઇશંકરલાલ ધર્મલાભ વાંચશો. બીજુ લખવાનું કે ઇહાથી શા. ધરમચંદ તળશી તથા વકીલ ભાઇચંદભાઇ ત્યાં આવેલા તેમના મોઢે અમોને ઇહાં પડયા રહેવા સંબંધિ જે વચનો તમોયે કહેલા હતા તે વચનો મને એક માસ પછી મલ્યા હતા અને ત્યારબાદ મને તાવ આવતો હતો તેથી તે સંબંધમાં લખી શકયો નહોતો. હવે તે બીના ઉપર તમારૂં લક્ષ ખેંચું છું. એક પક્ષના માણસોની વાત સાંભળી તમોયે ઉપરોક્ત માણસોને જજમેંટ આપ્યું તે તમારી ભુલ છે. ગુન્હેગાર માણસ પોતાનું પાપ છુપાવવા માટે ગમે તે માણસોને મોઢે યદ્વાતદ્વા બોલે તો પણ સાંભળનારને વિચાર કરી પછી વચનો કાઢવા જોઇયે. ખેર તો પણ હું તમોને ટુંકામાં પ્રથમ ઘણા વર્ષના હેવાલથી અત્યારસુધીના સમાચાર આપું છું ને જો વિશેષ સમાચાર સાચા લેવા હોય તો ઇહાં આવીને ખાત્રી કરો કે માહારૂં લખાણુ સત્ય છે કે નહિ. ઇહાં આવશો એટલે ગુણીના ગુણો અને દૂષીયોનો દ્વેષ આપોઆપ તમોને જણાઇ આવશે માટે એકવાર ખાસ આવવાની જરૂરીયાત છે. જુઓ હવે મૂળ બીના (૧) પ્રથમ આ ગામમાં માહારા ગુરૂ મહારાજશ્રી ગુલાબ વિજયજી મહારાજ પધાર્યા ત્યારે ગોરજીયોનો સહવાસ હોવાથી સંવેગી સાધુ કોને કહેવા તે બીલકુલ ઇહાંના લોકો જાણતા નોહોતા મહા મિથ્યાત્વનું સેવન કરનારા હતા તેમને ગુરૂ માહારાજે બોધ આપવાથી ભાગ્યશાલી જીવોનું મિથ્યાત્વ ગયું પણ બીજા જીવોનું વેર વધ્યું કારણકે જતીયોને માનનારા કદાપિકાલે સંવેગના રાગીયો તો

શું, પણ સંવેગ પક્ષને અંગીકાર કરવાવાવા પણ બનેજ નહિ. તે લોકોયે વેરનો વરસાદ એટલો બધો વરસાવ્યો કે સાંભળવુ હોય તો રૂબરૂ મળો કાગળમાં લખી શકાયજ નહિ, તેનુ એક મોટું પુસ્તક થાય તેટલું લખાણ થાય. તે લોકોને દ્વેષ વધવાથી ઇડાંના વ્રજલાલ વેલજી વિગેરેને પર્યુષણમાં પૂજા કરવા પણ ન દે આ લોકો એવા ભાગ્યશાલી હતા કે બીજા દિવસમાં પણ પૂજા કર્યા શિવાય ભોજન ન કરે તો પર્યુષણ જેહવા દિવસોમાં કલ્પસૂત્ર પૂર્ણ સાંભળવાના રસીયા હોવાથી પૂજા કર્યા શિવાય ભોજન કેમ કરે, અને કલ્પસૂત્ર પૂજા કર્યા વિના સાંભળે પણ કેવી રીતે, છેવટે તે જીવોયે આ જીવોને પર્યુષણામાં પૂજા તો દુર રહી પણ દર્શન કરવા પણ દીધા નહિ, તેથી આ લોકોયે માહાદુઃખી થઇ ગુરૂમાહારાજને દુઃખ નિવારણનો ઉપાય પુછવાથી તમો ભાગ્યશાલી છો, તમોને પૈસા મલે છે, માટે એક પ્રતિમાજી પધરાવી પૂજા કરાય તેવું નાનું ઘરદેહેરાસરજી કરી પરમાત્માની ભક્તિ કરો, આવા ગુરૂ મહારાજના વચનને માન આપી તે લોકોયે તેમ કરવા ધાર્યું, પણ ગુરૂમાહારાજનું પ્રબળપુન્ય, અને ભાગ્યશાળીયોનું પ્રબળપુન્ય તેમજ જગ્યાનું પ્રબળપુન્ય હોવાથી નાનું ઘરદેહેરાસરજીને બદલે મોટું લાખ રૂ. નું દેહેરાસરજી ઉભુ થયું. ત્યારથી મિથ્યાત્વી જીવોનું જેરવેર વિકથા નિંદા કલંક દ્વેષ લાકડીયો લઇ મારવા આવવાનુ વિગેરે પુર જોસમાં વધ્યુ પણ ગુરૂ મહારાજ શાંત હોવાથી દરકાર નહિ કરતા ને દેહેરાસરજીને તોડી નાખવાનો પ્રયત્નને તે લોકો વારંવાર કરતા છતાં દ્રઢ રહી પોતાનુ કામ કરતાજ ગયા અને તે લોકોને ઝેર વેર ઇર્ષ્યા વધતાજ ગયા. તે અત્યારસુધી પુર જોસમાં ચાલ્યાજ કરે છે. માહારાજે કેવું કષ્ટ વેઠીને દેહેરાસરજી ઉભું કરાવ્યું અને વૈરીયોયે કેવા કેવા વિઘ્નો

નાખ્યા. તે સાંભળવું હોયતો તમો એકવાર આ ગામમાં આવો જુઓ ને તપાસો. ખાત્રી કરો કે મિથ્યાત્વી જીવોયે મિથ્યાત્વનુ સેવન કરવામાં કઇ કસર રાખી છે ? બસ કંઇ કસર રાખીજ નથી. કાગળમાં લખી ન શકાય. માટે રૂબરૂ મળો. વૃત્તાંત ઘણું લાંબુ છે. હવે લૌકિકમાં કહ્યું છે કે જેના બાપ ઉપર વૈર તેના છોકરા ઉપર પણ વૈર હોયજ. તે પ્રમાણે આ જીવોયે અમો ગુરૂ માહારાજના શિષ્ય હોવાથી અમારા ઉપર પણ વેર કયાંસુધી ચલાવ્યુ કે સંઘમાં કુસંપ કરી તડા પાડયા. અત્યારસુધી તેજ વૈર ચાલે છે ને તેથીજ તે લોકો આફ્રુ અવળુ તમોને સમજાવી પોતાનુ પાપ તમારા પાસે છુપાવી ગયા છે તે તમોને આ લખાણ પૂર્ણ વાંચવાથી ને અંહીયા આવી જોવાથી ખાત્રી થશે ને અઢારે વર્ણમાંથી માહિતગારી મળશે. માટે આવો આવો આવો.

૨. ઉપરોક્ત બે આશામીયોને મોઢે કહ્યું તમોયે કે. તેને ત્યાં પડયું રહેવું શું કામે જોઇયે. તેવું બોલવું પણ તમારૂં ગેરવ્યાજબી છે, પડયો કોણ રહે કે જેને વિહાર ન કરવો હોય તે અમો તો અમારા દીક્ષા પર્યાયના ત્રેવીશ વર્ષમાં દક્ષિણ માળવા-મારવાડ ગુજરાત કાઠીયાવાડ વિગેરેમાં ફર્યા છીયે. વળી ધર્મના કાર્ય પ્રસંગ શિવાય એક ગામમાં કદાપિ કાલે અમો ઉપરા ઉપર બે ચોમાસા કરતા નથી ને કયાંઇ કર્યા પણ નથી. આઠ નવ વર્ષ ઉપર આલોકોયે વિશ્વાસઘાત કરી મને છેતરવાથી તથા આ વર્ષમા પણ વિશ્વાસઘાત કરી છેતરવાથી અમારે રહેવું પડયું છે તે બીના આગળ ઉપર લખીશ. અમો વિહાર કરી ફરનારા છીયે. તે ઘણા મુનિમાહારાજાઓ તથા શ્રાવકો જાણે છે. વલી અમો ઇહાં પડયા રહેતા નથી પણ પરમાર્થના કામો

કરીયે છીયે. અમારા ગુરૂ મહારાજે વીશ ચોમાસા કરી લાખ દોઢ લાખ રૂા, સારા માર્ગે કઢાવ્યા. ત્યારે અમોયે આ દસ વર્ષ દરમ્યાનમાં ફક્ત પાંચ સાત ચોમાસા ચાલગ અલગ કરી લગભગ એંશી હજાર રૂા. થી વિશેષ કઢાવ્યા હશે. તેમાં પણુ અમો નિરસ્પૃહિ છીયે અમારા કામમાં નહિ પણુ પરમાર્થના કામમાં રૂા. કઢાવેલ છે ને ગામમાં પણુ વસ્તુઓ કરાવી છે તે જગજાહેર છે જોકે આ અમારે લખવુ ન જોઇયે. છતા જણાવવા લખવું પડયુ છે

૩. પાલિતાણામાં લગભગ પચાશથી ત્રીશ હજાર રૂા. આણંદજી કલ્યાણજીની પેઢીમાં આંગી પૂજા કેસર સુખડ ચક્ષુ દામિના જીવદયા ભોડાઢોર આંબેલ ભાતા જીર્ણોદ્ધાર વિગેરેમાં મોકલાવ્યા છે. આ શિવાય મુંબઇ અમદાવાદ વિગેરે નાના મોટા ગામોમાં જીવદયા નિમિત્તે અને ઘણા ગામોમાં દેહેરાસર ઉપાશ્રય જીર્ણોદ્ધાર સિંહાસન પાટલા છત્રો વિગેરેમાં હજારો રૂા. મોકલાવેલા છે તે લખવાથી પુસ્તક ભરાય માટે રૂબરૂ મળો એટલે ખુલાસો થાય આ શિવાય ગામમાં પણુ કાચનુ સમવસરણુ રથ ચાંદીનો આઠ પુતલીયોનો ઇંદ્રધ્વજ ઉજમણા તથા ભગવાનના આભૂષણોમાં અને બીજા કાર્યોમાં પણુ રૂા. વપરાવ્યા છે તીર્થંકર ગોત્ર બંધાય એવા બે ચાર કાર્યો ઉપાડયા હતા. પણુ મિથ્યાત્વીઓએ પથરા નાખવાથી અમારૂં કામ રજળાવી મિથ્યાત્વીયોયે પૂર્ણ વૈર વાલ્યુ છે તે કાર્મો આગળ ઉપર દર્શાવીશ. અમો જયારે આવીયે ત્યારે તપ જપ પૂજા પ્રભાવના તપસ્યા અઠ્ઠાઇ મોહોત્સવ ઉજમણા વિગેરે ધર્મ કાર્યો વારંવાર થાય ને હજારો રૂા.નો વરસાદ થાય તે દેખી દ્વેષીયો બળી મરે કે અરેરે આ સાધુડો તે કોનુ ઘર મારે છે ને રૂા. નો ઢગલો દર વખતે કઢાવે છે. આવી બળતરામાં બિચારા રાત્ર દિવસ ઝુર્યા કરે છે ને વૈર વધારતાજ જાય છે.

૪. અમારૂ સરલપણુ હવે જુઓ. આટલા વર્ષ દરમ્યાનમાં આ ગામમાં અમો સંઘની વિનતિ સંઘની સહી સંઘનું તેડુ કર્યા શિવાય અને તે પણ દર વખતે પચાસ પોણોસો અને સો ગાઉ સુંધી અમારા સાથે વિહારમાં ચાલનારા માણુસો કે જેને સંઘે ખર્ચ આપીને મોકલ્યા હોય તે શિવાય તથા સમગ્રસંઘે બેન્ડવાજાથી સામૈયા કર્યા શિવાય આ ગામમાં અમો એકવાર પણ પેઠા નથી. તેમજ એક સાધુ હોય તેના ઉપર આવીને પડેલા નથી. પ્રથમ અમારી ગરજ સંઘને હોવાથી બાપજી અન્નદાતા પધારો. આપના ગુરૂનું ક્ષેત્ર છે. વિગેરે પ્રમાણે લખી માણુસો મોકલી બોલાવે અને ઇંહાં આવ્યો અને ઉપકાર માટે રૂા. નો વરસાદ વરસાવવા માંડયો કે ઝેરવેર શરૂં થયું પછી તેમાં ખામીજ શું? બસ કાંઇ પુછવુજ નહિ. આ રીતે તે લોકોયે દરેક ચોમાસામાં ભાવ ભજવ્યો છે પણ પાછા વિનતિ કરવાથી પૂર્વના દોષો નહિ લક્ષમાં લેતા ઇંહાં ભોળા સ્વભાવે ચાલ્યા આવીયે પણ મેલ કરવતીયા કરવત કે ઘર મોચીના મોચી તેવી સ્થિતિ આ લોકોની થાય છે તે અત્યાર સુંધી ચાલ્યાજ કરે છે.

૫. વિઘ્નસંતોષીયોયે ધર્મકાર્યમાં નાખેલા પથ્થરા આજગામમાં છપ્પનની સાલમાં દીક્ષાલીધા પછી ૫૬-૫૭ આ બે ચોમાસા અમારા ગુરૂમાહારાજ સાથે થયા ને વળી બેત્રણ વર્ષે અમારૂં એક ચોમાસુ ગુરૂમાહારાજ સાથે થયું ત્યારબાદ હું ઇંહાં આવ્યો નોહોતો. લોકોને ઉજમણા વિગેરે કરવાના હોવાથી ગુરૂમાહારાજને કહી માહારી માગણી કરી. મેં હા પાડી. પણ એક બે ચોમાસા માહારાથી ઇંહાં આવી શકાણુ નહિ. પછી આજથી નવમા દશમા વર્ષે ઉપર આવ્યો. મેં ઉપદેશ આપી કાચનું સમવસરણ કરવાનુ કર્યું તેમાં પણ પથ્થરા નાખવા શરૂ કરાવ્યા તો પણ અમોયે તો અમારૂ ધાર્યું કરી સમવ-

સરણુ ઉભું કરાવ્યું ચાંદીના રથનો ઉપદેશ દીધો પંચવાળાયે હા પાડી. છેવટે તેમાં પણ તેજ પંચવાળાયે પથરા નાખ્યા. ચાર ચારવાર બોલી બોલીને ફર્યા. લાકડાનો હેઠલો સામાન રથનો થયો તે પણ ઉપાશ્રયમાં નાખી મુકયો વળી બીજીવાર તે લોકોને કુટવાથી રથ કરાવ્યો તેજ પ્રકારે ઇંદ્રધ્વજનુ સમજશો. આ બ્યાન પણ લાંબુ છે. રૂબરૂ વિના લખી શકાયજ નહી. જીર્ણોદ્ધાર દેહેરાસર ઉપાશ્રયની ટીપ આવે તોપણ પથરાતો ખરાજ પણ અમો ગમેતેમ કરી આવેલ માણસોને પાછા જવા ન દઇયે. ત્યારબાદ જીવાતખાનાના ઓરડા કરાવવા હતા. ઘર આપનાર ને જીવાત ઉધરાવી લાવવાનો પગાર આપનાર એકજ ધણી હતો છતાં પથરા નાખ્યા થવા દીધાનહિ. પર્યુષણપર્વમાં ઘાંચીની ઘાણીયો બંધ રખાવવા માટે ઉધમ ફક્ત દસ મીનીટ એક ચોમાસામાં સંવ-સરીને દિવસે કર્યો ચાર સાડાચાર હજાર રૂ. નોંધાયા. ઘાંચી માને તેવા નોહોતા તેથી રાજ્યના કર્તા ને માલીક જેવાજ બે અમલદારોને બોધ કરી સરકાર હસ્તક બંદોબસ્ત કરવાનુ કર્યું એટલે વાણિયાઓ જઇ ઘાંચીયોને ના પાડી આવ્યાકે તમો બંધ કરશો નહિ. આ વાતની અમલદાર વર્ગોને ખબર પડવાથી તે માહારા પાસે આવી વાણિયા ત્યાં ફલાણા આશામીયો ના પાડી આવ્યા છે એમ કહી નામ દીધા, તે આશામીયોયે લોકલજ્જાથી ખરડામાં રૂ. ભરેલા પણ ઘાંચીયોને શીખવી આવ્યા, તેથી અમલદારોને બહુજ ગુસ્સો ચડયો. ખરડો માહારા પાસે છે તે વાત રહી તે રહી. પથરા નાખ્યા. લંબાણુ લખાણુ છે માટે રૂબરૂ મળવાથી સમઝ કહેવાય. વળી પણ ચિંતામણિ પાર્શ્વનાથની અગાશી કરાવવાની સંઘ સમક્ષ હા પાડી. રૂ. આપનાર નીમાઇ ગયો છતાં પાછો ફરીજઇ પથરા નાખી અમોને ગાળોદેવા માંડયો તે વાત રહી તે રહી. પથરા નાખી કામ તોડયુ. ઉજમણુ

દેહેરાસર ઉપાશ્રય વિગેરે કામોમાં ઘણા પથરા નાખ્યા તેમાં જે કામો થયા તે થયા અને રહ્યા તે રહ્યા. એ લોકોના વાણિયાપણાનુ લખાણ લખતા પુસ્તક ભરાય માટે રૂબરૂ મળો એટલે તેમના પવિત્રપણાના ગુણોને તમો જાણી શકો.

૬. પંચની કપટજાળ અને અમારા પ્રત્યે વિશ્વાસઘાત એ લુણાવાડાના તરણ તારણ કહીયે તો અમારા ગુરૂમાહારાજ છે તેમનો કાળધર્મ પામવાથી મેં પંચ ઉપર લખ્યુકે તમારા ઉપકારી છે માટે સારી રીતે ઉજવવા જોઇયે પણ શ્રદ્ધા નહિ એટલે હા હા કરી રહ્યા. તેવામાં એક ગુરૂભક્ત ઘરડી ડોશીયે કાળધર્મની તૈયારી કરી. રૂા. દસહજાર ધર્માદે કરતા ચારસો રૂા. ગુરૂમાહારાજના અઠ્ઠાઇ મોહોત્સવ નિમિતે અમારા નામ સહિત જુદા કાઢ્યા. ત્યારબાદ એ વર્ષ ઇંહાં બીજા હતા એટલે હું આવ્યો નહિ, પંચે હતા તેને રાખવાને અને અમદાવાદ સુરત વિગેરેથી નોહોતા તેને તેડવા કાગળો માણસો પ્રપંચ સહિત મોકલ્યા, પણ હતા તે ગયા, ને જોઇતા હતા તે આવ્યા નહિ, એટલે માહારા ઉપર દ્રષ્ટિ પડી. હું બોરૂ ગામના સંઘ સાથે ચોમાસા માટે બંધાયેલ હતો, ને પછી પાનસર ગયો હતો ત્યાં ઇંહાંના સંઘે છેલ્લેછેલ્લુ માહરૂ મસ્તક કાપવા તારો કર્યા બે માણસો તેડવા મોકલ્યા સઘની સહીયોના કાગળો મોકલ્યા પણ માહારૂ મન આવવા નહિ. કારણકે પુન્યશાળીયોનો પૂર્ણ અનુભવ મને થયો હતો. પણ ગુરૂમહારાજને ભેગા થઇ એકમને ઉજવો તો સારૂ એમ લખી એકબીજા માણસને બોલાવ્યો તે માણસ આવ્યો. પંચે મોકલ્યો હું ઇંહાં આવ્યો સંઘે સમગ્ર બેન્ડવાજાથી સામૈયુ કર્યુ. ફક્ત દસ મીનીટ મંગલાચરણ કરી ગુરૂમાહારાજને ઉજવવાની વાતજ કાઢી, ચોમાસામાં થઇ રહેશે તેવો જવાબ સંઘે આપ્યો. વ્યાખ્યાન શરૂ થયા પછી વાત

એકબેવાર કાઢી. પથરા બોલેતો વાણિયા બોલે. ખેર અમારા રાગી માણસોયે પંચ ભેગુ કર્યું. કોઇ જવાબ ન આપે. રાત્રિના બાર વગાડયા બીજીવાર કહ્યુ, તો કે ડોશીયે રૂ. કહ્યાછે તેટલામાંજ ઉજવો છેવટે ગુરૂમાહારાજના રાગીયો પાચ જણા ઉભા થયા. માથે લીધુ ઈજમણાનો સામાન લઇ આવ્યા. પાંચ ગામને તેડવા વિચાર કર્યો તેમાં પણ પથરા નાખી એલફેલ બોલ્યા છેવટે આ લોકોનેજ આઠે દિવસની આઠ નાતને આઠ દિવસના પરોણા સાચવવાનું પોતાના તરફથીજ ચોકસ કરી પંચ ભેગુ કરી રજા લેવા ગયા ત્યારે બોલ્યા નાતોની રજા નહિ મળે, આ હીસ્ટ્રી ઘણી લાંબી છે, રૂબરૂ મળો, ઉપાશ્રયમાં નાખેલા રૂ. સો માગ્યા. આ લોકોયે કહ્યુકે બે ત્રણ હજાર રૂ. તમો ઉડાવી ગયા ને સો રૂ. માટે અમારો ઓચ્છવ રોકવા તૈયાર થયા. ખેર ઓચ્છવ થયા પછી ચોપડા જોઇ લેણદેણ બન્નેને વહેવારે લેવુ દેવુ એમ કહ્યા છતાં પણ દૂર્ષ યો ન માન્યા એટલે લોકોયે હલાળી ઉઠવા માંડયાથી પાછા લજવાણા ને રજા નાતોની આપી, ખાઇપી ગયા પણ એક પાઇ સરખી પણ પંચે ખર્ચી નહિ. હવે મોહોત્સવ થયા પછી આ લોકોયે વારંવાર હિસાબ જોવાનું કહ્યુ પણ સાંભળે કોણ? કારણકે શાહુકાર હોય તે તો નાકની દાંડી ઉપર માખી બેસવાદે નહિ અને બીજાને કાંઇજ નહિ તે વાત પણ લાંબીને મૂળથી સાંભળવા જેવી છે. માટે રૂબરૂ મલ્યા શિવાય તો લખતા પાર ન આવે માટે એકવાર ઇંહાં જરૂર આવી ખાત્રી કરો. હવે મોહોત્સવમાં પણ પથરા નાખ્યા. બગાડવાની ઇચ્છા કરી. લડાઇટંટાનુ બીજ રોપ્યુ પણ આ લોકોયે શાંતિ પકડી મોહોત્સવ કર્યો. આ વાત પણ ઘણી લાંબી છે. રૂબરૂ મળવાથી ખુલાસો થાય મોહોત્સવ ગયો ચોપડા જોવા હિસાબ તપાસવાનુ આ લોકોયે કર્યુ પણ પેલા ચીનના શાહુકા-

રોયે માન્યુ નહિ ને ચોપડા દેખાડયા નહિ પછી પુન્યશાગી જીવો માગશર માસમાં ગોધરાથી વિનતિ કરી તેમના બાપજી સાહેબને બોલાવી લાવ્યા ચારમાસ ગયા, વળી તેમના બાપજી માહારાજ તમારા ગામમાં પધાર્યા ને ત્યાંથી તેને ઇહાંથી સંઘની સહી નહિ પણ ફક્ત તેરજણા સહી કરી તડો પાડવા લડાઇ ટંટો વધારવા અને શંઘમાં કુસંપ નાખવા તેડી લાવ્યા આ તરફના ઘણા ડાહ્યા માણસોયે કહ્યુ કે એક છે ને બીજાને શા કામે લાવો છો. પચીશ વર્ષનો સંપ છે ને શું કામે વિક્ષેપ પાડો છો. મણિ૦ વિ૦ કાંઈ રહેનાર નથી.મૂર્તિયો પધરાવી ચાલ્યા જશે ઘણુ કહ્યુ પણ જેને ફાંટા પાડવા હતા તે માને શું કરવા ? નહિજ માન્યા તે વાત પણ લાંબી છે ત્યારબાદ મેં દાશીયા ગુલાબચંદને કહ્યુકે શું કામે આ કામ કરે છે માહારે રહેવું નથી મૂર્તિ સ્થાપન કરી શીખરજી તરફ જવું છે. ઘણુ કહ્યુ આ લખાણુ પણ લાંબુ છે પણ માન્યુ નહિ. ખેમા ગાંધીને પચીશ માણસ વચ્ચે એકવાર રાત્રિયે બે કલાક સુધી કહ્યુ બીજે ત્રીજે દિવસે કહ્યુ કે તેને ચોમાસુ ઉતરે આવવાનુ કહો ને રજા આપો હું વિશેષ રહેનાર નથી ને ચાહ્લો જઇશ હાલમાં જાઉંતો મૂર્તિયો પધરાવાય નહિ પછાડી કોઇ કરનાર નથી તમારે ન આવવું હોય. ન પગે લાગવુ હોય. રોટલો ન દેવો હોય જેમ ધ્યાન પડે તેમ કરજો પણ તેને રજા આપો હજી ચોમાસુ બેસવાને અઢાર દિવસ ખુટે છે માટે સમજો ને તેને રજા આપો આ લખાણુ પણ ઘણુ છે તેના ઉત્તરમાં ખેમા ગાંધીયે ભાવિભાવ હશે તે બનશે એટલુંજ કહ્યુ કારણકે પોતાનેજ આ તોફાન કરાવવુ હતુ તેથી તેર સહિ- યોમાં આગેવાન પોતે તથા તેનો પાડોશી ગોપાળે હરજીવને સહિયો પોતે અગર પોતાના છોકરાઓ પાસે સહીયો કરાવી પચીશ વર્ષથી

સંપ ચાલતો હતો તેમના ઉપર છરા મુકી તડો પડયા ને પાછું અ-
મારા ઉપર નાખ્યું પણ પરિણામે દુનિયામાં જેનું પાપ હતું તેનું ગ-
વાણું. અઢારે વર્ણે જાણ્યું આ લખાણ પણ લખ્યુ છે. ઈહાંથી છ
ગાઉ દુર વીરપુર કરીને ગામ છે ત્યાંના શ્રાવકોયે ઈહાં લાવનારાના
બાપાજી સાહેબને કહ્યું કે તમો લુણાવાડા ન જાઓ ત્યાં પ્રથમથી
મણિ વિ. છે ને કુસંપ થશે તડા પડશે ઈહાં રહો જેમ કહેશો તેમ
કરશું પણ તેના બાપાજી મહારાજ ઈહાં આવ્યા ને તે લોકોનું
માન્યું નહિ તે પુન્યશાળીયોને ચોથો આરો વર્તાયો તેમના બાપાજી
મહારાજે વંદન કરવા ગયેલ આ તરફના એક શ્રાવક ગાંધી ગુલા-
બચંદ દલસુખને ત્યાં આવ્યા તેને બીજે ત્રીજે દિવસેજ કહ્યું કે ગુલાબ-
ચંદ, હાલમાં જ્યાં જોઇયે ત્યાં બબે ત્રણ ત્રણ એક એક ગામમાં
તડા છે. આમ કહી તડાનો એકડો ઘુંટાવ્યો આ હીરકી બહુજ લાંબી છે.
રૂબરૂ મળવાથી માહિતગાર થવાય ને સત્યવાદિ કોણ અને અસત્ય-
વાદિ કોણ તેની ખબર પડે. તડા પાડવા માટે બિચારાએ પ્રયત્ન કર્યો
હતો તે સિદ્ધ થયો કારણકે દસ દસ વર્ષથી તડો પાડવા ઘુઘરા
બાંધીને બેઠા હતા તે મનોકામના પૂર્ણ થઇ. હવે તે સુખી થયા ને
વિશ્વાસઘાત કરી અમારૂં મસ્તક કાપી અમારે માથે તડા પાડવાનું
કલંક નાંખી પોતાનું પાપ છુપાવવા લાગ્યા પણ અંતે સત્યનો જય
થયો. તાર કરી કાગળો લખી સંઘની સહિયો કરી સો ગાઉ તેડવા
માણસો મોકલી સામૈયું કરી ગામમાં લાવી ગુરૂદ્રોહિ થઇ ગુરૂને ઉજ-
વ્યા નહિ પથરા નાખ્યા ને માહારા છતાં બીજાને બોલાવી તડા પાડી
માહારો વિશ્વાસઘાત કર્યો, આ બીના પણ લાંબી છે રૂબરૂ મળો.

૭ દસ વર્ષથી તડા પાડવાના પ્રબળ વિચારોની શરૂઆત
પ્રથમ મહારા ગુરૂ મહારાજના વખતમાં ઇર્ષ્યાગ્નિથી બળી જઇ મહારા

ગુરૂમહારાજ છતાં એ લોકોએ શ્રીપુજને બોલાવી તડો પાડયા, ત્યાર બાદ કેટલાયેક વર્ષે સલાહ સંપ થવાથી તડા તુટયા તે આજદિન સુધી એટલે ગયાસાલ સુધી ચાલ્યાં આ બીના બહુજ લાંબી છે. રૂબરૂ મળો તડા તુટયા હતા, પણ પુન્યશાળીયોની જેર વેરની ગાંઠ તુટી નોહોતી આતો અંતરમાં વધ્યાજ કરતી હતી. અમોએ દીક્ષા લીધા બાદ ઈહાં ગુરૂમાહારાજના સાથે અવારનવાર ત્રણ ચોમાસા કર્યા હતા, ત્યારબાદ અમો ઈહાં આવ્યાજ નોહોતા ત્યારબાદ નવદશ વર્ષ પહેલા અત્યંત લોકોનો આગ્રહ હોવાથી તથા ઉજમણા વિગેરે કરવાના હોવાથી અમો આવ્યા તેજ ચોમાસામાં ધામધુમ ચાલી તેના સાથે વૈર પણ ચાલ્યું તે વખતે શા. હેમચંદ રાઘવજીના ઉજમણામાં ઘણી ધામધુમ કરવાનો પ્રયત્ન કર્યો કે તેજ વખતે ભાગ્યશાલીયો પથરા નાખવા તૈયાર થઇ ગયા, અને રાયશી ગુલાબચંદ બોલ્યે ।, માંહારે મોઢામોઢ કે, શું કરૂ આ સાધુની શરમ આવે છે. નહિ તો, એક આંગળી ઉપર બીજી મુકીને, હમણા બે કકડા કરૂ, આ તડાની પ્રથમ શરૂઆત થઇ, આ બીના પણ ઘણી લાંબી છે. રૂબરૂ મળો ત્યારબાદ વળી ત્રણ ચાર વર્ષે પંચના બોલાવવાથી હુ ઈહાં આવ્યો હતો ને ચોમાસુ કર્યું હતું, તેજ ચોમાસામાં છ વિગયનો ત્યાગ મૂળથી હોવાથી ને ચાર માસે પારણું કરવાથી લુખ્યા આહારથી મારો પગ વાયે રહી ગયો હતો. તે ચલાતું નોહોતું તેથી રહ્યો હતો હવે તે સમયમાં આચાર્ય નેમવિજયજીના શિષ્ય પં. પ્રતાપવિજયજી આવી ચડયા તે વખતે પેમો માંધી ગોપાળીયો હરજીવન દલીચો ગુલાબચંદ રાયશી ગુલાબચંદ વિગેરે તેનો ચોમાસાની વિનતિ કરવા માંડયા, તેથી તેમણે કહ્યું કે; એક હજી છે ત્યાંસુધી માહારાથી રહેવાય નહિ તેમ કહી દસ દિવસ રહ્યા ને પછી લોકો સાથે ખટપટ

થવાથી ચાલ્યા ગયા. આ ભાગ્યશાળીઓએ તે વખતે પણ તડા પાડવાની મહેનત પેટભરીને કરી, પણ ઇચ્છા પૂર્ણ ન થઇ, આ બીના પણ ઘણી લાંબી છે રૂબરૂ મળવાથી સમજણ પડે. છેવટે પુન્યશાલીયોને તડા પાડવાનો વિચાર હોવાથી પ્રપંચ કપટ વિશ્વાસઘાત કરી છળભેદથી મને સમગ્ર સંઘે ગુરૂમાહારાજને ઉજવવા નિમિત્તે બોલાવી એક પૈસો પણ નહિ ખરચતા ઓચ્છવ મોહોત્સવ તોડવાનો પ્રયત્ન કરી માહારા છતાં બીજાને લાવી તોડફોડ કરી દસ વર્ષની મનોકામના સિદ્ધ કરી હવે નિરાંતે ચીનના શાહુકારો બની બેઠા છે આ હીસ્ટ્રી પણ લાંબી છે રૂબરૂ મળો.

૮ અમારા ઉપર વૈર વધવાનું કારણ ખેમા ગાંધીને અમારા ગુરૂમહારાજે ચિંતામણિનું દેહેરાસરજી કરાવ્યું ત્યારથી આખી દેહરાફલીના જૈન વાણિયાઓને તેમના ઉપર વૈર હતું. આ બાજુના લોકોને પણ કેટલાકને વૈર હતું તે ચાલ્યાજ કરતું તે વાત અલગ રહો, હવે દેહેરાસરજીની જગ્યાની સંકડામણને લઇને, બાહરલા ભાગમાં, અગાશી કરાવવાના, મહારાજના પ્રણામ હતા પણ જૈનનામધારી મિથ્યાતી લોકોને તે ન થવા દેવી તે ન થવા દીધી, આ લખાણ પણ ઘણું લાંબુ છે. હવે હેમચંદ રાઘવજીનું ઉજમણું થયા પછી, મેં વિહાર કરવા માંડયો, એટલે સંઘ ભેગો થયો, મને ચોમાસાની વિનતિ કરી, તેથી મેં કહ્યું કે, ચિંતામણિની અગાશી કરાવવા દો તો રહું, ખેમલા ગાંધીએ હા પાડી, હું ખેડે જઇ ઉજમણું કરાવી, પંચના પાંચ માણસો બોરૂ ગામે તેડવા આવવાથી આવ્યો, એટલે ગોપાળીયે ફુંક મારવાથી, ખેમો ગાંધી ફરી ગયો, ને તે તથા તેના છોકરાઓ, ગોપાળીયો ને તેનું આખુ ઘર, એલફેલ બોલવા માંડ્યા, હું ચાલ્યો જાત; પણ આડા બેસી ગયા હતા, છેવટે અગાશી તોડી પાડી, મે

ખેમલા ગાંધીના ખોળામાં મહારૂ માથું નાખ્યું, પણ નહિ માનતા, ઉલટે નહિ કરવા દઉં નહિ વિગેરે પંચને માહારે દંડ કરવો હોય તો દંડ કરે, આવી રીતે બોલવા માંડ્યું, ને તેમના ઘરવાળાએ, ને ગોપાળીયાના ઘરવાળાયે સારીરીતે જીભના ઝેરથી માહારા પાપ ધોવા માંડયા, અંતે તે જીત્યા. હું હાર્યો. અગાશી તોડી પાડી, તે પાડી, અત્યાર સુધી બંધજ છે તે વાત, તેથી તે દૂષીયોને, અગાશીની બાબત માહારા ઉપર વૈર હોવાથી હું ઇહાં આવું, તેમાં તે રાજી નહિ, જાણે કે અગાશી કરાવશે. માટે ઈહાં ન આવે તો સારૂ, બસ, ખાસ ખેમા ગાંધીને, માહારા ઉપર વૈરભાવનું આજ કારણ છે, હીસ્ટ્રી લાંબી છે. રૂબરૂ મળો.

૯ ગોપાળીયાના ઘર બધાને વૈર થવાનું કારણ હું પરમાર્થી હોવાથી, જેવો આ ગામમાં પેઠો કે ધર્મ કાર્યેનોજ ઉપદેશ દેવા માંડયો, તે સાંભળી, હજારો રૂા. સારા માણસો કાઢવા લાગ્યા. વલ્લભ ડોસા પણ માહારા કહ્યા પ્રમાણે રૂા. ખરચવા લાગ્યા એટલે ગોપાળીયા વિગેરે આખા ઘરને બળતરા થઇ હાય હાય રૂા. બધા ખર્ચાવી દેશે. તેથી મને તથા વલ્લભ ડોસાને, બધાયે બચકા ભરવા માંડયા, એવી રીતે આજદીન સુધી ઝેરવેર ચાલ્યું આવે છે. આ હીસ્ટ્રી બહુજ લાંબી છે, રૂબરૂ મળવાથી માહિતી મળે કે, પાપી જીવોના કર્મ કેવા કેવા છે. તે વેરને લઇને, ગોપાળીયાયે, તેના બીજા બાપાજીને બોલાવી ખાસ તડા પાડયા છે, વલ્લભ ડોસો પૈસા ખરચતો ત્યારે ગોપાળાનો ગોડીયો કહે કે આ ધર્મમાં પૈસા બહુજ ખર્ચાય, માટે સારો નહિ, ખ્રિસ્તિધર્મ સારો. ત્યારે અમોયે તેના મોઢામોઢ કહ્યું હતું કે, તું ખ્રિસ્તિ થઇ જા, તને આ ધર્મ ન રૂચે તો. આવી શ્રદ્ધાવાળો તે છે, ને તેની હીસ્ટ્રી પણ ઘણી લાંબી છે. રૂબરૂ મળવાથી કહેવાય.

૧૦ સહાને માટે અમારૂ સરલપણું. આ દેહેરાસરજી ઉપર વારંવાર કટાકા કરતા હતા, પણ અમારે તો સરલપણુંજ હતું તે લોકાને ચિંતામણિ ઉપર શ્રદ્ધા નોહોતી અને તેમાં ગોપાળો બેમો ગાંધી તે તરફના થયા, તે શાને માટે કે હમે તડા પાડવાનું કરીયે, તેથી બધા માહારા પક્ષમાં રહેશે, ને મહારૂં સગું વાહાલું છે તે પણ માહારા પક્ષમાં આવવાથી. ચિંતામણિનું દેહેરૂ બાપનું કરી અગાશી કરવા નહિ દેવાને માટેજ, આ કરમ ઉભુ કર્યું છે, તેમાં શંકરતેલી નાથો વૃજલાલ ભલ્યા, અને બાકી રહેલું હતું તે, શીવો તેલી, ને ૭ આંગળીયો, મલ્યા, આ ઉત્તમજીવોની ભાવની ધારાને કેવલી માહારાજ જાણે, માહારાથી તો તેમની ચેષ્ટાઓ જોવાથી દેખાય, શિવાય, તેના પેટની વાત તો કેવલી મહારાજ જાણે, આ ઉપરોક્ત ધણીયો સરલ સ્વભાવિ રહ્યા હતા તો લુણાવાડામાં તડા ન પડત પણ તેમણે તડા પાડવા, ને ચિંતામણિનું દેહેરાસરજી બાપનું કરવા શ્રદ્ધાદી નહિ પણ અગાશી ન કરાવવા દેવા બીજા એના બાપજીને લાવીને બેસારી તડા પાડી મનના મનોરથો પૂર્ણ કર્યા છે, આ લખાણ પણ લાંબુ છે, રૂબરૂ મળો, તે લોકોને આટલું આટલું વૈર છતાં પણ અમોએ સરલપણું રાખી ઉજમણામાંથી અડધો અડધ સમાન પેલે દેહેરે મોકલાવ્યો વળી બૈરાઓના વતના રૂા. સાતસો ઉપરાંતી તેમની દેહેરાફળીમાં ઉજમણું કરાવ્યું, વળી બેવાર ભગવતી સૂત્ર વાંચ્યું તેની ઉપજ અડધો અડધ બે દેહેરાસરજી મોકલાવી ત્રણ ત્રણ વાર પિસ્તાલીશ આગમ અઠાવીશ લબ્ધિ ચૌદ પૂરવમાં તપો કરાવ્યા વિગેરે ઉત્સવનાજ પણ અડધો અડધ બન્ને દેહેરાસરજી મોકલાવી તોપણ વૈરીયોને અમારા ઉપર વૈરની શાંતિ ન થઇ પણ વૈર વધતુંજ ચાલ્યું. આ વખતે પણ ગઇ સાલમાં ગુરૂમાહારાજનો એહવો મોહોત્સવ

કર્યો કે લુણાવાડામાં આવું કોઇ દિવસ થયું નથી તેમ અઢારે વર્ણના મુખમાંથી નીકલ્યું પણ વૈરીયોને નહિ રૂચવાથી, જેમ તેમ બોલવા માંડયા, સુરતનું રજાક બેન્ડ આખા ગામને ગમ્યું પણ વૈરી વાણિયાને ન ગમ્યું વરઘોડો અઢારે વર્ણને ગમ્યો, પણ વૈરીયોને ન ગમ્યો ચાર કલાક તો હડતાળ ને બજારમાં તો માણસ માય નહિ કયાંઇ ઉભા રહેવાની જગ્યા નહિં છતાં પણ ન ગમ્યું તે નજ ગમ્યું. પૂજામાં રડયાખડયા કોઇકજ, વરઘોડામાં પણ આડા અવળા પેસ્યા કરે પણ રંગ ઢંગમાં તો નહિજ પથરા પણ નાખ્યા તોફાન પણ કરવાનું કર્યું, તોફાન કરવા હેમચંદ રાઘવને હજારો ગાળો માંડવા વચ્ચે દીધી પણ સર્વેયે શાંતિથી ગમ ખાઇ લીધી ને અમોયે તો ગમ ખાવાની કાંઇ ખામીજ રાખી નથી વધારે શું લખીયે આ ઇસ્ટ્રી પણ લાંબી છે રૂબરૂ મળવાથી માલુમ પડે કે દોષિત કોણ ?

૧૧ વિશેષ અમારૂ સરલપણું જુઓ. બીજા તેમના બાપાજીને બોલાવી તેમણે પોતાનો કાફલો જુદો પાડયો ગોપાળો બેમો, ગાંધી, નાથો, શંકરતેલી, તે પક્ષમાં ગયા, ને શીવાતેલીને તથા છ આંગળીયાને ઇહાંની વાતચિત લેવા આ બાજુ રાખ્યા. ખેર હવે જ્યાં જેમ ચાલતુ હતુ તેમ ચાલ્યા કરતું હતું તેમાં ભાદરવા સુદિ ત્રીજની રાત્રિયે ગોપાળીયો ગોડીયો મમા ચચ્ચાની ગાળો દેતા આ ઉપાશ્રય ઉપર ચડયા ગાળોનો વરસાદ વરસાવ્યો તેની બેન નીચે છતાં તેનો છોકરો બે ફાગ વચન બોલ્યો ને ગોપાળો બોલ્યો હેઠે તેની તેની બેહેન બોલી, સીપાઇને લઇને તથા આખી દેહેરાફલીને મારવા આ લોકોને આવેલ પણ આ લોકો પડિકમણામાં હતા તેથી અને મેં કહ્યું કે કોઇ બોલશો નહિ શાંતિથી પડિકમણું કરો, આમ કહેવાથી બિચારા શાંત થયા ત્યારે પેલા એલફેલ બોલીને ગયા, અને પાછાં ઉપર ચડયા તેથી મને

ધાસ્તી લાગી કે હવે વાણિયા કબજામાં નહિ રહે એમ ધારી તે ગાળો દઇને ગયા પછી તુરત દાદરો દેવરાવી તાળુ દેવરાવ્યું જો તાળું ન દેવરાવ્યું હત તો મામલો ગંભીર હતો. કોઇના ખુન થાત ને સંવત્સરી રખડત માણસની હદમાં શાંતિ રહે આ સમય શાંતિ રહે તેવો નોહોતો, છતાં પણ અમોયે તાળું દેવરાવી શાંતિ રખાવી. શ્રાવકજી શંકરલાલભાઇ હવે તમે વિચાર કરો કે માહારે તડા પડાવવા હોય તો ને તોફાન કરાવવું હોય તો દાદરે તાળું શું કામે દેવરાવું માટે તમો વિચાર કરજો આ કરમ માત્ર તે પાપી જીવોનાજ છે ને તેમણેજ તડા પડાવ્યા છે અને અમારે માથે તડા પડાવવાનું કલંક નાખ્યું છે કારણકે પોતાનું પાપ કોઇ બીજા પાસે પ્રગટ કરે નહિ તેથીજ પોતાનું પાપ ઢાંકવા વાણિયા વાણિયાણીયો, સતા સતી થઇ તમારે મોઢે અમારી ખોટી નિંદા કરી ગયા છે, ઘણી ઇસ્ટ્રી લાંબી છે, રૂબરૂ મળો ને એહવા અસત્યવાદિયોનો વિશ્વાસ આજ પછી કરીને તેનું એક વચન પણ સત્ય માનશો નહિ, અમોયે ના પાડયા છતાં ને ના કહ્યા છતાં પણ ખેમા ગાંધીને ગોપાળાયે મુખી થઇ આ કરમ કર્યું છે, દેહેરાફળી તો વૈરી હતીજ પણ આગળ ઉપર લખેલા કારણોને લઇને આ બે આશામી, ને બીજા તેના પછાડી ચાર આશામી મળવાથી દેહેરાફળીવાળાને જોર વધ્યુ ને કુસંપ કરી આખી જીંદગી માટે મેશનું ટીલું લીધું ખેર આખા ગામમાં અઢારે વર્ણનો તિરસ્કાર તે લોકોને છે, આ લોકોને નથી કારણકે જે વિપરીત કરે તેનેજ ધિક્કાર હોય બીજાને નહિ રૂબરૂ એકવાર આવો પછી તેના ભોપાળાની માહિતગારી બરાબર તમોને થશે અને અમારા બાબત પણ આખા ગામને પુછી જોજો ખબર પડશે.

૧૨ ભાગ્યશાલીયોની જૈનધર્મ ઉપર શ્રદ્ધાનો દેખાવ, દેહેરાસરજીને

તોડવાનો પ્રયત્ન, ચિંતામણિની અગાશી તોડી, ધર્મની મર્યાદા તોડી, વીતરાગની આજ્ઞા તોડી, ઘરે ખાવાની બંધી કરાવી હતી તે તોડી સાબુની બંધી હતી તે તોડી, સિદ્ધગિરિદાદાની વર્ષગાંઠની બંધી કરાવી હતી તે તોડી, ગઇ સાલમાં, વૈશાક વદિ ૬ ની, કેટલીક બંધીયો અમે કરાવી હતી ને કેટલીક બાજાયે, તેપણ તોડી નાખેલ છે, ઘાંચીની ઘાણીયો બંધ કરાવવાનુ હતુ તે તોડેલ છે, વળી આ લોકો કેવળ અનાચારિયો કે જેને નોકારશીનુ પણ પચ્ચખાણુ નહિ, ને સાંજે વિહાર પણ નહિ એવાઓ કે જે સામાન્ય સંસારી માણસોની પંક્તિમાં પણ ન આવે, તેવાઓ ભ્રષ્ટાચાર્યો કે જે કંચન કામિનીના રાગીયો તેમના રાગી છે, અને કંચન કામિનીના ત્યાગીયો, માહાત્માઓ છે, તેના ત્યાગી છે, આ લોકોને જોગી જતી ભાંડ ગોરજી શ્રીપુજ વિગેરેમાંથી ગમે તે વ્યક્તિ હોય, પણ આડંબરી માન આપનાર બાઇડી છોકરા પૈસા વિઘા આપનાર હોય, દોરા ધાગા મંતર તંતર મારણ ઉચ્ચાટન કરનાર હોય, તેજ ગમેછે, તેનેજ માને પૂજે છે, જોકે ઉપરોક્ત વ્યક્તિયો તદ્દન ધૂર્ત ઢોંગીયોજ હોય છે, અને તેમનાથી આ લોકોનો કોઇપણ સ્વાર્થ સરતો નથી, પણ સામાનો આડંબર દેખી બાપજી કહી રોટલાપાણિ લુગડાલત્તા પૈસાટકા આપી, મિથ્થાત્વીની પુષ્ટિ કરી, પાપની પુષ્ટિને કરે છે, અને સારા સુપાત્ર કંચનકામિનીના ત્યાગી નિસ્પૃહિ, તેને નિંદે છે ભંડેછે કલંક ચડાવે છે કહો પછી બાકી શું રહ્યુ, ઉપરલી વસ્તુ આપે છે, ત્યાં પછી રોટલાપાણિનુ આપવાનુ બિચારાને સાનજ કયાંથી હોય ? આ લોકો પરમાત્માના વચનોના ઉત્થાપકો થઇ, પુસ્તકોને પણ ઉત્થાપે છે, પુસ્તકોમાં ઉપદેશ નિમિત્તે શાસ્ત્રકાર માહારાજે હે મૂઢ હે મૂર્ખ અજ્ઞાનિજડ અંધ નરપશુ વિગેરે અને આવા જીવો, પાપી કર્મચંડાળ દુષ્ટ ધૃષ્ટ નિકૃષ્ટ પાપિષ્ટ અધમ

અધમાઅધમ વિશ્વાસઘાતી પ્રપંચી કપટી માયાવી અસત્યવાદિ કૃતઘ્ન ભારેકર્મી પુદ્ગલાનંદિ ભવાભિનંદિ કહેવાય છે, આવુ ઘણા જૈનપુસ્તકોમાં પાપીજીવોને બોધ કરવા માટે તેમજ અન્યદર્શનીયોના પુસ્તકોને વિષે પણ લખેલ મોજુદ છે, તે આ જીવોને ગમતુ નથી, વ્યાખ્યાનમાં પુસ્તકોમાં હોય તે વાંચવુ પડે, તેમાં એ ઉપરોક્ત શબ્દો આવવાથી વાણિયા વાણિયાણીયો, પોતાના ઉપર લઇજાઇ કુવા બાળીબેસે, કહો હવે આવા જીવોનું કલ્યાણ આ દુનિયામાં કોણ કરી શકે, બસ કોઇજ નહિ, ત્યારે જેને ગરજ હોય તે બધાને ગમતુ બોલે પણ અમારા જેવા નિસ્પૃહિથી, અનંતસંસારી થવા શાસ્ત્રના વચનોનુ ઉલ્લંઘન કરી શકાય નહિ, માટે જેવુ હોય તેવુ કહેવાથી અમારા ઉપર જવાળા ઉઠે, અને પછી ઠેકાણે ઠેકાણે તમારે મોઢે જૂઠુ જેમ ભસવામાં તેણે બાહાદુરી કરી તેવી રીતે સઘળી જગ્યાયે બાહાદુરી કરે, પણ અંતે સત્યનોજ જય થાય. પૂજા પ્રભાવના તપ જપ અમો કરાવીયે, તે કાંઇપણ આ લોકોને રૂચે નહિ, તો તેના નશીબ, તેમાં અમો શું કરીયે, ઘૂવડને સૂર્ય ન રૂચે, કાગડાને દ્રાક્ષ નરૂચે, ડુક્કરને દુધપાક નરૂચે તો તે ત્રણેનો કમનશીબ, તેમજ ભગવાનના વચન આ લોકોને ન રૂચે તો તેના નશીબ, તેમાં અમો શું કરીયે, પરમાર્થ હોય તો અમો પડયા રહીયે, એમાં કાંઇ અમોને દોષ.પત્તિ નથી, વૈરભાવ કરી ઇર્ષ્યા કરનાર કરે તો તેથી તેમનો ડર ડાહ્યા માણસોને રાખવો નકામોજ છે, એહવા દેવગુરૂ ધર્મના વૈરીયોને અમારાથી હા ભાઇ હા, એ થઇ શકેજ નહિ, વીતરાગના વચનોને તે લોકો ધિક્કારી કાઢે, તેવી રીતે અમારાથી બની શકેજ નહિ, અમોયે વારંવાર વ્યાખ્યાનમાં કહ્યું કે, પર્યુષણમાં પ્રતિક્રમણમાં સુત્રાનું ઘી બોલોછો, અને તે કેસર સુખડમાં વાપરો છો, તો તેમ થઇ શકે નહિ, સુત્રાસંધી જ્ઞાનખાતામાં

જવુ જોઇએ છતાં પણ હજુ સુધી કેસર સુખડમાંજ નાખી પરમાત્માનુ પૂજન કરે છે, ને જ્ઞાન દ્રવ્ય કેસર સુખડમાં વાપરી ડુબેછે, અરેરે હાલમાંતો કેસરથી પૂજા કરવી ત્યાગ કરી સુખડથી પૂજા કરવી શરૂ કરીછે, કહો હવે આવા જડભરતોને કોણ સમજાવનાર છે, વ્યાખ્યાનમાં અમોએ વારંવાર કહ્યું કે તમો સાધુ નહોય ત્યારે ગોરજીને લાવોછો અને પચાસ સાઠ કે સો રૂ. આપવા તેને ફક્ત પર્યુષણ માટે બંધાએ છો અને કલ્પસૂત્રના પૂજન કરેલા રૂ. તમો ગોરજીને આપોછો તે લોકો સ્ત્રિયોમાં ગાડીઘોડામાં કંદમૂળ વિગેરેના ભક્ષણ કરવામાં ને ખાવાપીવામાજ શોખમાં ઉડાડી દેછે તેના પાપના ભાગીદાર તે તથા તમો થાઓછો તમો બુડોછો ને તેને બુડાડોછો માટે જ્ઞાનના પૈસા ગોરજીને ખવરાવવા બંધ કરો સાધુ નહોય તો તમો શ્રાવક વ્રત પચ્ચખાણ કરી આઠ દિવસ ગુજરાતી ચોપડી વાંચી કલ્પસૂત્ર વાંચી ચલાવી લ્યો છતાં નમાનો ને ગોરજીને લાવો તો તમારા કર્મ તમે જાણો, પણ જ્ઞાન ખાતાના રૂ. તમો ગોરજીને ખવરાવી તમો ડુબો નહિ છતા પણ માનતા નથી ને ગદ્ધાનુ પુંછ પકડયુ તે મુકતા નથી વારંવાર સાચુ કહેવાથી પોતાના પાપકર્મો ઢાંકી અને અમારા પગ માથાં કાતરે છે જો વધારે પૈસા ગોરજીને આપવા ઠરાવ્યા હોય અને પોથીપૂજનના ઓછા ઉપજ્યા હોય તો પંચમાંથી કે જ્ઞાનની ઉપજમાંથી ખુટતા આપે છે શિવાય બરોબર હોય તોપણ જ્ઞાન ખાતાનાજ આપે છે હજી સુધી પણ તેમનો તેજ રિવાજ સાધુના અભાવે ચાલ્યા કરે છે.

(૧૩) અહિંના જૈન નામધારી વાણિયાઓનુ મિથ્થાત્વીપણુ જુઓ—સપ્તવ્યસન નિષેધ નામની બુક મેં છપાવી છે, તેમાં શાસ્ત્રાધારે લખ્યુ છેકે કૃષ્ણ માહારાજ ત્રીજી નરકે ગયા આ વચન સત્ય છે

છતાં ઈંહાંના માહામિથ્યત્વી વાણિયા વાણિયાણીયો કે જે અમારા નિષ્કારણ વૈરીયો છે તેઓ જાણે પંડિતોને પંડિતાણીયો હોય નહિ શું તેવીજ રીતે વૈષ્ણવ લોકોને ઉશ્કેર્યા કે આ સાધુયે આવીરીતે ચોપડી છપાવી છે તે છપાવાય નહિ ભગવાનને નરકે ગયા કહેવાય નહિ વિગેરે કહીને અમારી નિંદા કરાવવા માંડી તેથી અમોયે વૈષ્ણવોને કહ્યું કે રાજદરબાર અગર ગમે તે ઠેકાણે સભા કરો તમારા પંડિતો પુરાણીયો માહારાજા ગોરો વિગેરેને બોલાવો અમો જવાબ દેવા તૈયાર છીયે આવી રીતે કહ્યા છતા પણ પાપી જૈનનામધારી વાણિ- યાઓ પાછા હઠયા નહિ અને રાજદરબાર સુધી પણ વાત પોંહોંચાડીને ત્યાં જઇને અમારી નિંદા કરી ને કરવી શરૂ રાખી પણ અમો એહવા શિયાળીયાઓથી ડરીયે તેમ નોહોતા છેવટે હાલમાં થોડા દિવસ પહેલા વિષ્ણુના માહારાજ આવવાથી બે દિવસ સુધી તેમના ભેગા થવા માટે ચારચાર વાર વિષ્ણુ લોકો સાથે કહેવરાવી તેના ભેગા થઇ ખુલ્લાસો કરી આવ્યા છીયે તેથી તે લોકો ચૂપ થઇ ગયા છે આતો ઠીક છે કે અમો ભણેલા છીયે ને દેવગુરૂની કૃપાથી વાદવિવાદમાં સત્યવચનોથી તેમના શાસ્ત્રને આધારે ને આપણા શાસ્ત્રના આધારે જીતીયે છીયે પણ કદાચ ન ભણ્યા હોઇયે તો લુણાવાડાના જૈનનામ ધારણ કર- નારા મિથ્યાત્વી વાણિયાઓ અમારી લાજ લે કે નહિ તે તમે પોતેજ વિચાર કરી લેજયો એક પોતાનો જૈન બાપ છોડી તેના વચનો છોડી બીજા બાપરૂપ મિથ્યાત્વીની પુષ્ટિ કરી મિથ્યાત્વનું સેવન કરવું ને જૈનનુ નામ વગોવવુ તેના કરતા કંઠી બાંધી વિષ્ણું થઇ જવું શું ખોટું મારા તો વૈષ્ણવો કે જેમણે ખોટો કે ખરો જે માર્ગ પકડયો તે પકડયો. મર્યે છુટે પણ પોતાના ધર્મને છોડે નહિ ને પોતાના માહારાજને અને પોતાની ટેકને કદાપિકાલે છોડેજ નાહ પણ આ

જૈન વાણિયા જ્યાં ત્યાં ડાચા ઘાલી પોતાની જાતેજ વીતરાગનો ધર્મ ડુબાવે તેના જેવા કમનસીબી બીજા કયા માણસો કહેવાય કે જે માને મુકી મીંદડીને (બીલાડીને) ધાવવા જાય. અરેરે આ મિથ્યાત્વીયોનું વર્ણન કેટલું કરૂં, તમો ઈહાં આવો ને જુઓ, તથા સાંભળો અને ડાહ્યા માણસોને પુછો પછી ઈહાંના વાણિયાઓના વચનો ઉપર વિશ્વાસ કરો એટલે બસ.

વળી મુખ્ય રીતે તડા પડાવનાર ખેમો ગાંધી ને ગોપાળીયો આ એજ છે કારણકે તેઓ ચિંતામણિના તરફના છતાં સામાપક્ષમાં ગયા અને વૈરીયોને ચડાવ્યા તેથી વૈરીયો તો ચાલીશની સાલના વૈરભાવ માંડી બેઠા હતા ને તેમાં આ બાજુના ઉપરોકત બે જણા મલ્યા. શા. બન્ના ખાતાના બે જણાના કુલ્લા તળે અવારનવાર જુદા જુદા ખાતાના છે તેમજ દેહેરા ઉપાશ્રય ચોપડા દસ્તાવેજો બધુંયે આ બે જણાના કબજામાં છે તેથી તે બે જણા વૈરીયોના પક્ષમાં જવાથી પેલા દુસ્મનોના દેહેરાફળીના લોકો ફાટીને ધરાડે જાય ને તડો પાડે તેમાં નવાઇ નથી. આ બે જણા મધ્યસ્થ રહ્યા હત તો આ પરિણામ ન આવત પણ તે બે જણાનેજ તડા પાડવાના હતા તેથી પોતાના સાથે આ બાજુના ચાર ને પોતાની સાથે ભેળવી દેહેરાફળીવાળાને મળી જઇ બીજાને લાવી તડા પડાવી દુનિયામાં જસનો ડંકો આ બે જણાયે દીધો છે. ગોપાળીયાનો છોકરો ફળીયા વચ્ચે ઉભો રહી ખેમા ગાંધીને કહેતો હતો કે આપણે બે જણા પેલી તરફ ગયા તેથીજ તે લોકોનું જોર ચાલ્યું છે નહિ તો તેમનાથી કાંઇ બનત નહિ આ વાત ફળીયાના લોકોયે સાક્ષાત સાંભળી છે તેથી તેના મોઢાથીજ સિદ્ધ થાય છે કે કુસંપનું મણું કામ કરનારા તે જણાજ છે અને અમારી નિંદા ખોટીજ કરે છે. ખેર અમો વધારે શું કહીયે આ ગા-

મના જૈનનામધારી પંદર આની વાણિયા વાણિયાણીઓ કે જેઓ પતિતનાજ પ્રેમીયો અને પતિતનીજ પૂજા કરનારાઓ છે તે ભગવાનને ગણધરોને આચાર્યોને મુનિયોને અને પુસ્તકોને ઉત્થાપનારા છે તેઓને ગોરજીયો જે માર્ગમાં દોરે તે માર્ગમાં દોરાય અને અરસપરસ બન્નેને જ્ઞાન નહિ હોવાથી અંધોઅંધ પલાય એ સૂત્રને માન આપનારા છે. ગોરજીયોયે તપમાં જપમાં પૂજામાં પ્રભાવનામાં પડિક્કમણામાં નોકારવાળીમાં ગરણું ગણવામાં પ્રાયશ્ચિતમાં સુતક વિચારમાં અને એવા બધા કામોમાં અગડબગડ ઠોકી બેસાડયું છે તેજ સાચુ માની અત્યારે અમો વીતરાગ કથિત અને ગણધરાદિક પ્રણિત પુસ્તકોની શાખ પાઠ ગાથા શ્લોકો વિગેરે બતાવીયે છીયે ત્યારે કહે છે કે આગળના ખોટા હતા ને હાલના સાચા થયા, આગળતો કાંઇ આવુ નોહોતુ, હાલમાં નવા સાધુને નવા પુસ્તકો થયા, ને પીળા કપડાયે હવે થયા. આગળતો ધોળાયાજ હતા ને આવુ આવુ પાપની વૃદ્ધિ કરવાપણુ, આંખો મીંચીને બોલ્યા કરેછે, ઇંહાં ગોરજીયોને શ્રીપુજ્યે રહેલા તેમના પૂજનથી સવેગી ઉપર આસ્તા નથી અમોયે કહ્યું કે ધોળા કપડા આગળ હતા, પણ તે ધોળા કપડાવાળા કંચન કામિનીના ત્યાગી આચાર વિચારવાળા માહાત્માઓ માહાસંવેગી હતા પણ હાલમાં ધોળા કપડાવાળાને જેમ તમો માનોછો ને તે ભ્રષ્ટાચારીયો છે, તેવા ભ્રષ્ટાચારીયો નોહોતા, પણ પરમપવિત્ર સંવેગી હતા હવે સંવેગીયોમાં પણ પુન્યશાળીને લાગ્યો, બીજાને લાગ્યો નહિ તેમને પણ નિંદવામાં ભંડવામાં ગાળો દેવામાં આપકલંક ચડાવવામાં આ લોકોયે બાકી રાખી નથી તેઓ ઉપાશ્રયમાં હોય ને વૈરીયો તાળા દેવા ઉપાશ્રયે આવે લાકડીયો લઇ મારવા આવે પણ ગુરૂમાહારાજનાર ાગીયો તે લોકોને પાછા હઠાવે, અમારે એક વસ્તુ ઉપર કરતા ન્યુન રહી છેકે અમોને

હજી લાકડી લઇ મારવા નથી આવ્યા, શિવાય ઉપાશ્રયે તાળા દેવાના પણ વિચાર ઉપર પુન્યશાળીયો આવી ગયેલા આ વર્ષમાં હતા શિવાય બધુ તે લોકો કરી ચૂકયા છે, બીજા દેવવિજયને કનકવિજય આવી ગયા તેપણ તોબા પોકારીને ગયા છે હવે આ જીંદગીમાં આવનાર નથી આ શિવાય રેંજીયાફેંજીયા પીળા પહેરનાર આવી ગયા છે તેને માન્યા નથી, કહો હવે સંવેગી સાધુ આવે કોણ અને આવેનો માને કોણ, કારણકે ભ્રષ્ટાચારીનેજ તે લોકો પરમદેવને પરમગુરૂ માનેછે, હાલમાં તેણે એક બાપજી નવાકરી જેને બોલાવી તડા પાડયા છે, તે તેમના બાપજીને તમામ મુનિ માહારાજાઓ ઓળખે છે, ને અમોને પણ ઓળખેછે એવી ઇંહાંના લોકોની ઇસ્થિતીછે, શિવાય દુઃખ અને અપવાદને સહન કરીને પણ પરમાર્થના કામ માટે ઇંહાં રહેવામાં અમોને કોઇપણ પ્રકારની હરકત નથી માટે દુશ્મનોની છાતી ઉપર પગમુકી રહેવામાં સારમાનીયે છીએ, વળી આ પુન્યશાળીયોના પુન્યકર્મની યાદિ આપુછુ, જુઓ તેમના વચનામૃત જેનુ નામ લેતાપણ ઘણાજ પાપકર્મ નાશ પામે એહવા મુળચંદજી માહારાજ તથા ગુલાબવિજયજી માહારાજની મૂર્ત્તિયો મેં ઇંહાં કરાવી છે તે એવા ઇરાદાથી કે આ ગામમાં તેમનો પરમ ઉપકાર હોવાથી તે માહાત્માનુ નામ રહે અને મને ગુરૂમાહારાજની ભાક્તનો લાભ મળે એ પવિત્ર માહારાજાઓની મૂર્ત્તિયોને ઇંહાંના ભારેકર્મી વાણિયા વાણિયાણિયો બોલે છે ને બોલ્યા હતા કે પથરાના પુતળા કયારે પધરાવવાના છે, કહો ભાઇ હવે કાંઇ બાકી રહી છેકે હોયતો કહીદેજો અરેરે ઇંહાંના જૈન વાણિયાઓનો રૂા. પંદરઆની ભાગતો ચોખ્ખો અનાચારિયો ભ્રષ્ટચા-રિયો પતિતોનેજ માનવા પૂજવા વાળો છે ને એકઆનીમાં પણ અમુક

અમુકજ બાકીના નરોત્રા કુંજરોવા મતલબકે જૈન ધર્મના નામધારી પણુજ છે ને તે મૂર્તિયો પધરાવવાજ અમો રહ્યા છીયે પધરાવવાનો વિચાર હતો તેમાં તે લોકોયે કુસંપ ઉભોકર્યો માટે તે લોકોયે પોતાનુ પાપ છીપાવવા માટેજ વડો પાડવાનુ કલંક અમારે માથે નાખ્યુ છે શિવાય તકરાર અમારી કે, દેહેરાસરજીની કે, ઉપાશ્રયની નહોતી, પણ તે લોકોયે રૂ. ઉડાવી ખાધા, ને આ લોકોયે જાણ્યું તેથી આ લોકોયે ઉપાશ્રય માટે સો રૂ. માગ્યા, તેજ કારણુ માટે તે લોકોયે બીજા એના બાપજીને બોલાવી, ચિંતામણિના બે મુખી શેઠીયાને આગળ કરી , દેહેરાસર ઉપાશ્રય પંચના ચોપડા સ્વામીવત્સલ વિગેરેના તમામ રૂ. તેમના કબજામાં હોવાથી, તડા પાડી નેવુ માણસને વગર ગુન્હે છોડી દઇ, ઝટપટ નાતો ખાઇ લઇ, તડા પાડી બેશી, શાહ થવા અમારા માથા ઉપર તથા આ લોકો ઉપર જૂઠો આરોપ મુકી તમારા પાસે ખોટા તડાકા મારી, પોતાનું પાપ છુપાવેલ છે, પણ તેમનું પાપ છુપું નહિ રહેતાં દુનિયાની નજરમાં પ્રગટપણે આવી ગયું છે. ખેર, તેના કર્મ તે જાણે અમારે શું? અમારે તો સદા ક્ષમાજ છે. આટલું લખવાનું કારણુ પણુ એજ કે, તમોયે ભાઇચંદ વકીલ તથા ધરમચંદ તળશીને કહેલું તેથી અમોને વિચાર થયો કે, શંકરલાલ જેવા ધર્મિષ્ટ અને સજ્જન માણસને આ દુર્જન લોકો પ્રપંચ કરી જૂઠું સમજાવી પોતે પાપમાં પડેલા છતાં, સામાને હવે ફરીથી પાપમાં ન નાંખે ને તમો ફરીથી તેના વચન ઉપર વિશ્વાસ ન કરો, તેથીજ લખેલ છે. ત્રીશ વર્ષ દિક્ષા પર્યાયમાં અમો દક્ષિણુ માળવા મારવાડ ગુજરાત કાઠીયાવાડ વિગેરેમાં ફર્યા, પણુ અમોયે આ લુણાવાડાવાળાના જેવા કપટી પ્રપંચી વિશ્વાસઘાતી અસત્યવાદી

શોકો ક્યાંઇ અમોયે જોયા નથી, ભવિષ્યમાં જ્ઞાનિ જાણે, અમોયે તો વદ્દન સહજ લખેલ છે, ઉપર ઉપરનું લખેલ છે, વિગતવાર તો રૂબરૂ મળો ત્યારે કહેવાય. તમારે તેમને આ લખાણ વંચાવવું હોય તો સુખેથી વંચાવજો, પરમેશ્વર પરભવ ને પાપનો ડર તે લોકોને હશે તો પોતાની ભુલ સુધારી પાપકર્મથી પાછા ફરશે, તો પણ અમારા અમારા આત્માને તો લાભજ છે અને નિંદા કરશે તોપણ પાપમેલ ધોશે, તેથી પણ લાભજ છે, અમારા મનમાં કોઇ ઉપર વેર ઝેર નથી, પણ રાત્ર દિવસ એવાજ વિચાર આવ્યા કરે છે કે, અમોયે કેટલાક ગામોના કુસંપો કે જેને મોટા મહાત્માયે નથી તોડયા, તે અમોયે દેવગુરૂની કૃપાથી તોડેલા છે અને આ લોકોયે મારાજ વખતમાં તડો પાડયાં તેજ મનમાં આવી જાય છે. વળી અમોયે ખેમા ગાંધી તથા દલીચા ગુલાબચંદને કહ્યું કે, ભાઇયો શું કામે કુસંપ કરો છો, શું કામે તમારા બાપજીને લાવો છો, હું ઇંહાં રહેવાનો નથી, મૂર્તિયો શ્રાવણ માસમાં પધરાવી ચાલ્યો જઇશ, તમારે મને માનવો હોયતો માનજો નહિતો થયું, પણ ચાર માસ માટે તમો આ કર્મ શું કામે કરી જીંદગીનું તોફાન ઉભુ કરો છો, માટે રહેવા દ્યો હજી ચોમાસું બેસવાની વાર છે, તમારા બાપજીને રજા આપો ને બગાડો કરી સંઘની તોડફોડ ન કરો આમ કહ્યા છતાં પણ માન્યું નહિ, ને પોતાને તડા પાડવા હતા તે પાડયાં, તેજ અમારા મનમાં બહુજ ખટકે છે. ખેમો ગાંધી ને તેના છોકરા છાતી ઠોકી બોલે છે કે, હા હા અમો તો સર્વથા ભ્રષ્ટાચારીનેજ માનશું તો ભલે ઢેઢને માને તેમાં માહારે શું, ખેમા ગાંધીને વસ્તારનો અહંકાર, ને ગોપાળીયાને પૈસાનો અહંકાર, માન મોટાઇ ને શેડાઇનો અહંકાર તેથી ખરી રીતે

સંઘમાં તડા પાડનાર મુખી આ બે જણા, તેથી તે ૨ જણ સહી કરી એના બાપજીને બોલાવનારાઓ અને આગળ ઉપર જેનાં નામ લખવામાં આવેલા છે તેઓ અને આખી દહેરાફળી તો ચિંતામણિનું દહેરાસરજી થયું ત્યારથી વૈરી છે,તે છેજ પણ આ વખતે તેને સહાય કરનારા બે મુખી, ને ચાર આ તરફના બીજા, છ કુલ થયા, તેના જોરથી દહેરા-ફળીવાળા મરદ થઇ, તડ પાડવાનો ડંકો દેવા શક્તિમાન થયા છે. ગાંધી ગલાબચંદ દલસુખ આ લોકોના છળકપટ વારંવાર પકડે તેથી તેના ઉપર વૈરભાવથી તેનુ ખોટું નામ આપે છે, અમો તો કહીયે છીયે એક વાર આવો, ઇહાંની ઈસ્ટ્રી સાંભળો, એટલે સત્ય અસત્યની ખબર પડે. આ લખાણની નકલ અમોયે અક્ષરે અક્ષર અમારા પાસે રાખી છે, ખુશીથી જેને વંચાવવું હોય તેને વંચાવજો, ને યોગ્ય લાગે તો, એવા જુઠાબોલા દુર્જનોને ઠપકો આપજો કે ફરીથી બીજાના પાસે કપટયુક્ત બોલે નહિ, હજી લપ ચપ કરશે તો છાપામાં પણ અમો લખાણ દઇ દેશું, અમોને બધા ઓળખે છે, વાંચવું ભણવું મુકીને આ લખાણ લખવાનું કારણ એજ છે કે, તમારા જેવા વિશ્વાસી સજ્જન જીવો, વિશ્વાસઘાતી એવા દુર્જનોની વચનજાળમાં હા ભા હા ન કરે, ને તેઓના પેઠે પાપકર્મના ભાગીદાર ન બને, આશિવાય બીજુ કારણ નથી. માહરા ગુરૂ માહારાજે, કાળધર્મ પામતી વખતે, માહારા પાસેથી કોઇ પણ બાબતનુ વચન લીધાથી માહારે, નિંદા વિકથા કલંક આળ ગાળો સહન કરીને, અને કષ્ટ વેઠીને પણ ખાસ ગુરૂ મહારાજના વચનથી ઇહાં રહેવુ પડ્યું છે, પરમાત્માના અધિષ્ટા યકજીની સહાય હશે, તો સારૂં થશે, એજ સહી દા. **મણિવિજય,** સંવંત ૧૯૯૯ ના માહા શુદિ ૯ ને શુક્રવાર.

# જાહેર ખબર.

---

લુણાવાડાના રેહેવાસી સમગ્ર લોકોને હું નીચે સહી કરનાર જાહેર કરૂં છું કે જૈન કોમને વિષે શ્રાવક નામધારી કેટલાક ઘરના લોકોએ ઘણા વખતથી પોતાની નાતમાં સંપ ચાલતો હતો તેને તોડવા માટે એક સાધુ છતાં બીજાને બોલાવી તડો પાડી નાતમાં કુસંપ ઉભો કરી અસત્યવાદિ થઇ ઇહાંના લોકોમાં અને બહારગામ પ્રગટ કર્યું કે મણિવિજયે તડો પડાવ્યાં. આવી રીતે જેમ મનમાં અને જીભમાં આવે તેમ અસત્ય પ્રલાપો કર્યા. અમોએ ક્ષમા રાખી. નિર્દોષી છતાં આ બાબત કાંઇ લક્ષ આપ્યું નહિ છેવટે અમદાવાદના રહીશ રા. રા. લલ્લુભાઇ મનોરદાસના ચીરંજીવી ભાઇ શંકરલાલના મોઢે પણ તડો પાડનારા લોકોએ અમારા બાબત પેટ પૂર્ણ જણાવ્યું કે તડાં મણિવિજયે પડાવ્યાં છે તેથી શંકરલાલ માણસ બહુજ ડાહ્યા હોવાથી આ ગામના રહીશ શા ધરમચંદ તલશી તથા ભાઇચંદ વકીલના મોઢે તડાં પાડવા બાબત વાત કરી. તે વાત મને મળવાથી મેં અમદાવાદ શંકરલાલ ઉપર વિગતવાર લખાણ કર્યું અને તેના અંદર દ્રષ્ટાંત દલીલ દાખલા સાથે દર્શાવ્યું કે તડો મણિવિજયે પાડયાં નથી, પણ તે ચાલીશ ઘરવાળાએજ દશ વર્ષથી તડો પાડવાનો ઇરાદો હતો, તે આજે પરિપૂર્ણ કર્યો છે વિગેરે લખાણ કર્યું, તેની નકલ અમારા પાસે છે. જેને જોવી હોય તે આવો અને જુઓ. હવે તેની નકલ અમદાવાદથી ઇંહાંના લોકો લાવ્યા અને જેમ તેમ નિંદા જૂદી જૂદી કરી બોલવા લાગ્યા કે ફરીયાદિ ફોજદારી કરીશું વિગેરે. તો આ જાહેરખબરથી તે

તડો પાડનારા ચાલીશ ઘરવાલાને હું જાહેર કરૂં છુ કે આજથી પંદર વીશ દિવસ પછી ઇંહાંથી માહરે વિહાર કરી રતલામ તરફ જવું છે મહારા ગયા પછી તે લોકો બોલશે કે ભય પામી સાધુ નાશી ગયો હવે ફરીયાદી ફોજદારી કોના ઉપર કરીયે સત્યવાદિ હતો તો રહ્યો કેમ નહિ વિગેરે બોલવાથી તેમનુ કાંઇ પણ વળવાનું નથી. એક માબાપના ફરજનોને ફરીયાદિ ફોજદારી કરવીજ જોઇયે બીજાને માટે કાંઇ કેહેવાનુ છેજ નહિ માટે અમો તેને જલ્દીથી ફરીયાદિ ફોજદારી કરવાની જાગ્રતિ આપીયે છીયે, અમો જવાબ દેવા તૈયાર છીયે કદાચ પ્રપંચથી તે લોકો બોલશે કે જૈનના સાધુ ઉપર ફરીયાદિ ફોજદારી કરવી ઠીક નહિ તો આ તેમનો પ્રપંચ તમામ નિરર્થક છે, કારણકે તે તડો પાડનારા જો મને જૈન સાધુ માનતા હોય તો કદાપિ કાલે પોતે તડો પાડયા છતાં માહરે માથે તડો પાડવંનું જૂઠું કલંક નાખેજ નહિ કારણ કે મને તો તે લોકો પોતાનો વેરી ગણે છે, માટે મિથ્યા પ્રપંચ છોડી દઇ જો સત્યવાદિ તે લોકો હોય તો ઉપરોકત લખેલ દિવસો સુધીમાં ફરીયાદિ ફોજદારી કરવા અમારા ઉપર ચુકે નહિ છતાં ચૂકશે તો તદ્દન અસત્યવાદિ તે લોકો છે, તેમ સિદ્ધ થશે અને તેમના મિથ્યા અસત્ય અને પ્રપંચી બકવાદની બીલકુલ ગણત્રી કરવામાં આવશે નહિ.

**તા. ૧૫-૪-૨૩ સહી દા. જૈનસાધુ મણિવિજય.**

તાજા કલમ—આ જાહેરખબર અમોયે અમારા હાથથી લખી બજારમાં ચોડાવી હતી પછી તે લોકાયે ઉખેડી લેવાથી સો નકલ છપાવી હતી પણ કાર્ય પ્રસંગે અમો ઇંહાંના અમલદારો સાહેબો રા રા. શ્રી કાલીદાસભાઇ તથા રા. રા. જાની અંબાલાલભાઇ પાસે

ગયા હતા ત્યાં પ્રસંગોપાત વાત નીકળવાથી તે બન્ને ભાગ્યશાળી જીવોયે મને કહ્યું કે તમોને આ ગામ ઓળખે છે તમો ઇંહાં ઘણા વખતથી આવો છો, માટે એ વિરૂદ્ધ લોકોના ઉપર એકવાર ક્ષમા રાખો, એમ મને કહેવાથી મેં ગામમાં વહેંચી નહોતી ને ક્ષમા રાખી તોપણ વિરૂદ્ધ લોકોયે તે છપાવી સો ચોપડીયોમાં દાખલ કરી તેમજ મ્હારે પણ દાખલ કરવાની જરૂરીયાત પડી છે.

૧. તાજા કલમ—આ કાગળમાં તેના બાપજીને લાવ્યા, વિગેરે લખેલ છે, તો તે ઋદ્ધિવિજયજીના શિષ્ય દર્શનવિજય છે, એટલે તેનેજ તડો પાડનારા લોકો તેડી લાવી તડા પાડવા પુણ્યશાળી બન્યા છે.

૨. પૂજ્યપાદ શ્રીમાન્ સૂરીશ્વરજી માહારાજશ્રી, ૧૦૦૮ સિદ્ધિવિજયજી માહારાજ કે જેઓ એ ઉપરોકત વ્યક્તિના દાદાગુરૂજી થાય છે, તેમણે તેને ગચ્છ બાહાર કરેલ છે અને મુળચંદજી મહારાજ આત્મારામજી મહારાજ વૃદ્ધિચંદજી માહારાજ નીતિવિજયજી મહારાજ ખાન્તિવિજયજી મહારાજ તેમજ સાગરાનંદસૂરીશ્વરજી મહારાજાદિકના મુનિમંડલથી દર્શનવિજય બહાર છે, મતલબ કે ઉપરોકત મહાત્માઓના ત્રણસો સાડાત્રણસો મુનિમંડલ સાથે તેને વંદન આહાર પાણિ વિગેરે વહેવાર છે નહિ, અને મુનિમંડળથી બહાર હોવાનું કારણ તો તે મહાત્માઓજ જાણે, હાલમાં આટલું બસ છે.

૩. બાપજી, બાપાજી, મહારાજ લખવાથી મૂર્ખ અમારા વૈરી માણસો બોલે છે કે અમારી માના ધણી કહ્યા અરર શાન્તમ્ પાપમ્ એ મૂર્ખ માણસો પોતેજ જુઠું બોલે છે. ગુજરાતમાં સાધુને જતીને

ગોરજીને શ્રીપુજ વિગેરેને બાપજી બાપાજી કહેવાનો ગાઢ ચાલ છે ને તે પ્રવાહ વેતો છે તેથી મેં તેમ લખેલ છે શિવાય જો હું તેના જેવો મૂર્ખ થાઉં તો તેમના બોલવા પ્રમાણેજ કહી દઉં. જુઓ નાનો છોકરો ખોળામાં બેસી લાડ કરતો કરતો બોલે કે બાપા એટલે તેનો બાપ બોલે કે હું બાપા આથી બાપે દિકરાને બાપ કહેવાથી તે દીકરો માનો ધણી થાય કે નહિ તથા માના ખોળામાં દીકરી બેસી બોલે કે મા ત્યારે મા બોલે કે હું મા આથી દીકરી તેની માની મા થઇ કે નહિ આવું તો ગુજરાતના લોકો વારંવાર બોલે છે અને લુણાવાડામાં તો તે વચનો જન્મથીજ લઇને આવે છે, માટે વિશેષ ટીકા કરવાની જરૂર નથી. ઈંહાં તો લોકો પણ અરસપરસ વાતો કરતા કરતા ઘડીયે ઘડીયે બાપજી બાપજી બોલી જાય છે પણ મૂર્ખ માણસને બુદ્ધિ નહિ હોવાથી તે બધું યાદ નહિ રેહેવાથી જેમ તેમ બકવાદ કરે છે, ખેર હોશે, હોય.

૪. આ તડા પાડનારા ચાલીશ ઘરવાળાઓએ જેઠ વદિ દશમની ચિંતામણિ પાર્શ્વનાથજીની વર્ષગાંઠ હતી તે દિવસે ધ્વજા ચડાવી નહિ ને બિચારા બીજાને ધ્વજા ચડાવવા દીધી નહિ, તેમજ પૂજા આંગી વરઘોડો નાત વિગેરેમાંથી કાંઇ પણ કાર્યો કરવા દીધાં નહિ. કુંવર સાહેબજીએ તથા રાજ્યના અમલદારોએ તેમને બારબાર વાગ્યા સુધી સમજાવ્યા અને કહ્યું કે હું તો તમોને મહાજન જાણીને કહું છું કે તમો સમજી જાવ પણ શ્રદ્ધા નહિ અને બધું બાપ દાદાનું કરી હોઇયાં કરી જવું એટલે માને શાના? ખેર તેમની કુબુદ્ધિ સરકારમાં પણ કુંવરજી સાહેબે તથા અમલદાર વર્ગે જાણી પણ નિર્લજને લાજ હોયજ નહિ.

૫. દુનિયામાં લોકો પગલાંની વાતો કરતા પણ હું નહોતો માનતો પણ તે વાત હવે મહારે સાચીજ માનવી પડી કે કોઇકના પગલા સંપ કરાવે અને કોઇકના પગલા સંપ તોડાવે કારણકે આ પચીસ વર્ષે પગલાથીજ કુસંપ થવાનો સમય આવ્યો છે અમો તો ઘણીવાર આવી ગયા હતા તે વખતે કોઇવાર ન બન્યું ને આ વખતેજ બન્યું માટે તે પુણ્ય-પનોતા પગલાનોજ પ્રતાપ સાચો છે.

૬. ચાલીશ ઘરવાળાની અજાયબ ખુબી તો એ છે કે એ ઉપરોકત તેના ગુરૂને ઉપરથી તો સારીરીતે ખમા ખમા કરે છે અને અંદરથી તો છરા લઇ બિચારાનું કાપીજ નાખે છે છતાં કોણ જાણે શા કારણથી અરસપરસ એક બીજાના મન ઉચા થતા નથી તે પરમાત્મા જાણે અગર સમય આવ્યે બધુંયે ઠીક થઇ જશે, કોઇને પુછવા કહેવાપણું રહેશેજ નહિ, ઠીક ત્યારે આવવા દો તે સમય.

૭. જ્યાં જ્યાં છ આંગળીઓ લખવામાં આવેલ છે ત્યાં ત્યાં હેમચંદ ધરમચંદ નામ સમજવું. આ જીવ ઘણોજ ઉત્તમ છે એના ઉંચા ઉંચા પ્રણામની ધારા કેવલજ્ઞાનિ માહારાજ શિવાય મહારા જેવો પામર ક્યાંથી જાણીજ શકે, આ વીરપુરૂષે પ્રથમ આ પક્ષમાં રહી, પછી સામા પક્ષમાં મળી જઇ, વીરતાની સમશેર એવી તો ચલાવી છે, કે આખા ગામમાં તેની ડાબી બાજુની જયપતાકા, ફરકી રહી છે. આ મહાત્માની પૂરી વૃદ્ધાવસ્થા છતાં પરભવમાં ભાતું લઇ જવા, જે નાતો તોડવામાં કમ્મર કસીને, યુવાન અવસ્થાવાળા માણસ જેવું જે પુરૂષાતન સ્ફુરણાયમાન કર્યું છે, તેને માટે ખરેખર તેને ધન્યવાદ ઘટે છે, આવા આવા તેમનામાં બીજા ઘણા ગુણો છે, તે આ ગામમાં જાહેર છે, અને આવા આવા પુન્યશા-

ણીઓ તેના મંડળમાં લગભગ ચાલીશ જેટલા છે.

૮. વળી તે ચાલીશ ઘરવાળા, છળપ્રપંચથી લોકોને મોઢે બોલે છે કે, અમોને સાધુ ગાળો ભાંડે છે, પણ આ સર્વ તેમનો મિથ્યા પ્રલાપ છે, કારણકે પુસ્તકોમાં શાસ્ત્રકાર મહારાજાએ કહેલાં વચનો ગાળો ન કહેવાય, પણ હિત વચનામૃત કહેવાય, માટે અ-સત્ય બોલી, પોતાનું પાપ છુપાવવું, તેના કરતાં પોતાના પાપનો પશ્ચાતાપ કરી માફી માગવાથી નાના બાપના કાંઇ થઇ જતા નથી પણ ભારેકર્મી જીવોને પોતે અપરાધી છતાં ક્ષમા યાચનાની માગણી ઉદય આવેજ નહિ.

૯. આ લખાણ લખવાનું કારણ, લોકોને અમોયે આવો ઉપકાર કર્યો છે તે બતાવવા અભિમાન માટે નથી, પણ અમોયે કરેલા ઉપકારના બદલામાં તે લોકોયે વિના કારણે કેવો અપકાર કરેલો છે, તે લોકોને બતાવવા માટે, તથા ગમે તે પ્રકારના નીચ લખાણો કરી ભોળા જનોને ભ્રમમાં નાખી, પોતાના જેવા પાપમય ન બનાવે, માટેજ લખવાની જરૂર પડી છે, શિવાય અમોયે જે ઉપ-કાર કરેલો છે, અને જ્યાં જ્યાં જઇને ઉપકાર કરીયે છીયે તે અમારા આત્મા માટે કરીયે છીયે, કોઇના માટે અગર દેખાડો કરવા માટે યા અભિમાનના માટે છેજ નહિ, તેમજ નિંદાથી પણ અમો ડરતા નથી, ફક્ત લોકોને જણાવવા માટેજ લખેલ છે. ભગવાન મહાવીર મહારાજા કર્મને ક્ષીણ કરવા જાણી બુજીને અનાર્ય દેશમાં ગયા હતા, તેમ અમારે પણ આ અનાર્ય દેશ જેવુંજ બન્યુ છે, અને લોકોની ગાળો નિંદા વિકથા આળ કલંક જેટલા શાંતિથી સહન કરીશું, તેટલા પાપ ખપશે, અને જે બાબતમાં ક્ષમા નહિ રહે તે બાબતમાં

જેવા અમારા નશીબ, પરંતુ લોકોને તો જણાવવું જોઇયેજ, કારણ કે કેટલાએક લોકોને કાન હોય છે, પણ વિચાર કરવાનું હૃદય અને સત્ય દેખવાને ચક્ષુ ઓછા પાવરવાળા થઇ ગયેલા હોવાથીજ આ લખાણ લખવાની ફરજ પડી છે,

૧૦. કેટલાયેક લોકો કહે છે કે, સાધુયે કડક ભાષા ન બોલવી-વાપરવી જોઇયે અને સસારી જીવોને આદરમાનથી બોલાવવા જોઇયે, જોકે આ વાત સત્ય છે ને હોવું પણ એમજ જોઇયે, પણ ધર્મિષ્ટ ન્યાયી વિવેકી દેવગુરૂધર્મનો રાગી વીતરાગકથિત માર્ગનું પ્રતિપાલન કરનાર હોય તેને માટે તો ઠીકજ છે, પરંતુ બીજો અન્યાયી ભ્રષ્ટ પાપિષ્ટ નિર્વિવેકી દેવગુરૂધર્મનો ઘાતક અને વીતરાગના માર્ગનું નિકંદન કરનાર હોય, આવાને માન કેવી રીતે આપવુ, તેનો વાંચકવર્ગને વિચાર કરવો જોઇયે, કારણ કે આવા પોતે ડુબેલા અને પરને ડુબાડનારને આદરમાન કરવાથી, તેઓ અભિમાનેમાં વધારે ફુલી જઇ મદોન્મત્ત થઇ, મનના સાથે મુછો મરડે કે, આહાહાહાહા, હું આવા ક્લિષ્ટ કર્મ કરૂછું અને તેથી પણ મને મોટા મોટાઓ માનપાન આપે છે, માટે વધારે ક્લિષ્ટ કર્મો કરૂં કે, તેથી પણ વિશેષ માન મળે, આવી ધારણા કરી બહુજ અનર્થ ઉભો કરે માટે એવા ધર્મધ્વંસી જીવોને માન આપવું તે કોઇ પણ રીતે વ્યાજબી તો નહિજ ગણાય, અસ્તુ. દુનિયાને ખોટું લાગો યા ખરૂ લાગો અમારાથી તો આ જીંદગીમાં દેવગુરૂધર્મના વૈરીયોને અને અન્યાયી અધર્મિયોને કદાપિ કાલે માન આપી શકાશેજ નહિ, માટે તે લોકો ભલે અમોને નિંદે ભંડે કે દંડે, તેની અમોને પરવા નથી, અમોને પરવા માત્ર એકજ પરમેશ્વરની છે, તેના પાસેજ અમારે વહાલા થવાનું કે દેખાડો કર-

વાનું છે, પણ આ દુનિયાના બીજા કોઇ પાસે દેખાડો કરવાનું નથી કે વહાલા થવાનું નથી, તે ચોક્કસ માનવું.

૧૧. કહ્યું છે કે જેમ કોઇ બદમાસ માણસ પોતાનાજ છોકરાની વહુ સાથે અનાચારનું સેવન કરે તો તે નીચમાંની નીચ ગણાય છે, તેમજ દેવગુરૂધર્મના વૈરીયો અને અન્યાયી અધર્મિ વિશ્વાસઘાતીયો સત્યવાદિયો અને છળ પ્રપંચની બાજી માંડી બાજીગર થઇ દુનિયાને ઠગનારાને માન આપનારા પણ નીચ ગણાય છે, અને આ સૂત્ર અમારો પૂજનીક અને શાણો મુનિગણ સારી રીતે સમજે છે, એટલે હવે લાંબું વિવેચન કરવાની આવશ્યકતા નથી.

૧૨. જૈન ધર્મને ડુબાવી પોતાના આત્માને ડુબાવી જૈન શાસનના વૈરીયો પાપમય કાર્યો કરતાં અને કરવામાં જે મુનિ મહારાજાઓ પાસે માન માગી મીઠા વચનોની આશા રાખે છે, તે વિષમાંથી અમૃત ઉત્પન્ન કરવાની અભિલાષા જેવું છે, એવા જીવો મુનિ મહારાજાઓને તથા શાસ્ત્રકારોને, તેમજ પુસ્તકોને એક બાજુ ઉપર મુકી તેમને ઉત્થાપવાની જે કોશીશ કરે છે, તે પથ્થરમાંથી પંકજ-કમળ ઉત્પન્ન કરવા જેવું કરે છે, વળી જે નાદાન મૂર્ખ અજ્ઞાનિ હોય તેજ પુસ્તકમાં લખ્યા પ્રમાણે વ્યાખ્યાન કરનારના બોલવાથી નારાજ થઇ તેને ઉતારી પાડવાની જાળ પાથરે છે, છતાં ભવભયથી ત્રાસ પામેલા અમારા પવિત્ર મુનિ મહારાજાઓ, એવા નાલાયક માણસોથી નહિ ભય પામતા જેવું હોય તેવું તેને મોઢે મારી વીતરાગ મહારાજાની આજ્ઞા પામે છે અને અન્યાયી અધર્મિ જીવોને ટેકો આપતા નથી, તેમજ તેવાઓનો પક્ષપાત પણ કરતા નથી. માટે ધન્ય છે તેવા મુનિ મહાત્માઓને, અને ધિક્કાર છે તેઓને કે જેઓ

પાપકર્મ કરવા છતાં તેને છુપાવી આદરમાન મેળવવા, પ્રયત્ન કરી રહ્યા છે. તેઓને ખેર, જે કર્મ કરશે તે ભોગવશે પણ હે ભાઇ, જો તારે તરવું હોય, તો તું અન્યાય અધર્મ નહિ કરતાં એવા અધમ અન્યાયીયોને કદાપિ કાળે માન આપીશ નહિ.

## પાપનો ઘડો ફુટયો

લુણાવાડાના જૈન નામધારી ચાલીશ ઘરના વાણીયાઓયે કુસંપ કરી તડા પડી મણિ વિ. ને માથે તે તડા પાડવાનુ કલંક નાખ્યુ પણ અંતે ધર્મે જય અને પાપે ક્ષય, તે વાતે સત્ય નીકળી સત્ય ઊંચુ આવ્યુ, અને અસત્ય જગજાહેર થયું તે નીચે પડયું, જુઓ ટુંકામાં, ઉપરોક્ત ઘરવાળાયે કુસંપ કરી લોકોમાં આ પક્ષના એકવીશ ઘરવાળાને માથે ઢોળી નાંખી અને કહ્યું અમારે તો સંપ કરવો છે પણ એક-વીશ ઘરવાળા માનતા નથી આવી રીતે ગામ પરગામ કપટથી જુઠો ઢોલ પીટાવ્યો, તથા તે લોકોને શીખવીને મણિ વિ. ભેગા થવા દેતો નથી વિગેરે વિગેરે અગ્નિના છાંટા ચારે બાજુ નાખ્યા પણ તે છાંટા બિચારાના તેમના માથા ઉપરજ પડયા. એકવીશ ઘરવાળાઓ તે લોકો સમાધાન કરવા જેમ કહેતા હતા તેમ હા હા પાડયા કરતા હતા એટલે પાછા ચાલીશ ઘરવાળા છટકી જતા. એકવાર વીરપુર ગામના રહેવાસી પારેખ ગોપાળ ખેમચંદે એકવીસ ઘરવાળાને સમાધાન કરવાનું કહેવાથી તે લોકોએ કબુલ કરવાથી તે આશામીએ ચાલીશ ઘરવાળા પાસે જઇને કહ્યું કે તમારા કહેવા મુજબ હું એકવીશ ઘર-વાળા પાસે ગયો અને તે લોકો મને લખી આપે છે કે તમો કરો તે અમારે કબુલ મંજુર છે, માટે તેનું તો ચોકસ થયું, તમો હવે લખી આપો, એટલે ચાલીશ ઘરવાળા બોલ્યા કે અમારે તો સમાધાન

કરવું છે પણ આ છોકરાઓ બધા ના પાડે છે. પ્રિયવાંચક! જોઇ લે કપટીઓની કપટજાળ, આવા આવા અનેક જુઠાણા તથા અનેક તોફાન કર્યાં પણ અંતે અસત્ય તે કયા સુધી નભી શકનાર હતું, છેવટે પંદર સતર માસથી ઉપાર્જન કરેલ અત્યંત પાપનો ઘડો ફુટયો. ચિંતામણિના અધિષ્ઠાયકજી દેવ જાગ્યા, તેથી તે અસત્યવાદિયો-નેજ આપો આપ કુબુદ્ધિ ઉભી થઇ અને ઇંહાંથી સંતલસ કરી અમ-દાવાદ ગોધરા આઠ દસ જણા દોડયા ત્યાં અનેક પ્રકારે પ્રપંચજાળ પાથરી જે કરમ કાળા ગોરા ખારા ખાટા કરવા હતા તે કરી અમ-દાવાદથી રા રા. શા લલ્લુભાઇ મનોરદાસના ચીરંજીવી ભાઇ શંકરલાલ-ભાઇને તથા શા ગીરધર પરશોતમદાસને તથા શા વીરચંદ ગોકળ-દાસને લઇ ગોધરે આવ્યા, અને ત્યાંથી શા છગનલાલ મનસુખભાઇ તથા શા મહાસુખભાઇ વીરચંદને લઇ સદર ત્રણ માણસો અને આ બે માણસોને કુલ પાંચ માણસોને લઇ લુણાવાડા આવ્યા, ત્યારબાદ તે માણસોને પ્રથમ મ્હારા પાસેજ મોકલ્યા, તેઓયે આવી મન વાતમાંજ જણાવ્યુ કે, તમો વાણિયાને સમજાવો. મેં કહ્યુ કે ભલે સમાધાન થાય તો સારૂ હું તેમાં રાજી છું ને મેં તો પ્રથમથીજ ચાલીશ ઘરવાળાને કહ્યું હતુ કે તમે, કુસંપ ન કરો, છતાં અભિમાન ઉદ્ધતાઇથી કર્યો, ખેર આમાં ચાલીશ ઘરવા-ળાનોજ દોષ છે, માહારો નથી, ત્યારબાદ માહારા પાસેથી ગયા પછી તેઓ પાંચે જણા બન્ને પક્ષના લોકોયે કબૂલ કરવાથી પંચાતી નીમાયા, બન્ને પક્ષના લોકોયે પંચાયતનામું તે પાંચે જણાને લખી આપી કબુલાત કરી સહીયો દીધી, એકવીશ ઘરવાળાયે વિશેષ કબુ-લાત આપી, અને કહ્યું કે બીજા પંચાતીયા મેળવવા હોયતો મેળવો

ત્યારે તે પાંચે જણાયે કહ્યું કે નહિ અમો પાંચજ પંચાત કરશુ, અમારામાં છઠ્ઠો કોઇજ નહિ, તેથી નશીબ ઉપર આધાર રાખી જે તે પંચાતીયોની સત્યતા ઉપર આધાર રાખી એકવીશ ઘરવાળાયે બિચારે જેમ કરે તેમ હા હા પાડી કબૂલ રાખ્યુ, ને ચાલીશ ઘર-વાળાયે પણ કપટજાળથી ઉપરલા ડોળથી હા પાડી પણ અંતરથી નહિ. હવે જુઓ તેનુ પાપ કર્મ, પંચાતી માણસોને તેની કપટ-જાળની ખબર નહિ હોવાથી એકદમ ફેંસલો ન્યાયસર આપ્યો, કંકુના ટીલા બન્નેના કપાળોમાં ખેંચ્યા. પતાસા બધાને આપ્યા તે લીધા, અને શંકરલાલભાઇયે તથા ગોધરાના છગનલાલ મનસુખે પોતાના તરફથી તડા ભેગા કરવા નોકારશીની રજા માગી, પણ તે ચાલીશ ઘરવાળાયે આપી નહિ જે કહ્યું કે અમો ઓસવાળ ભેગા ખાશુ નહિ, તેથી બિચારા સરલ ઉપરોકત જીવોયે નાતની રજા માગી ત્યારે નાતની રજા આપી. એકવીસ ઘરવાળાએ નોકારશી ને નાત બન્નેની રજા આપી છતાં પેલા પવિત્ર ચાલીશ ઘરવાળા ન માન્યા કારણકે તેમાંના કેટલાક તો ઓસવાળને અડકવામાં પણ પાપ સમજે છે, તો તેના ભેગા ખાવા તો બેસેજ શેના ? ખેર તેના પાપકર્મ તે જાણે, હવે પતાસા જેવડા ટીલા કર્યા, ને પતાસા લીધા. ફેસલો આપ્યો ગોપાળીયાના ગોડીયાને સીધુ સામાન તેયાર કરવાનુ ગોધરા અમદાવાદવાળાયે કહેવાથી, તેણે કહ્યું કે તૈયાર છે, એમ કહેવાથી. કોરટમાં જઇ ફરીયાદિ ફોજદારી કરેલી તેના રાજીનામા અપાવી દીધા, અને પછી ચાલીશ ઘરવાળા વાંધે થયા, કે અમો તો એકવીશ ઘર-વાળાના ભેગા પ્રાણાંતે પણ ખાશુ નહિ, તે અમારા ભેગા જોઇયે નહિ અમારે તમારો ઠરાવ એવો નથી જોઇતો વિગેરે કહેવાથી બિચારા પંચાતીયોયે ઘણી શોકકળ કરી તથા ચાલીશ ઘરવાળાને

સમજાવ્યા, પણ નહિ માનતા ઉલટી ગાળો દેવા માડયા તેથી તેમણે પણ મનમાં જાણ્યું કે આ લોકોનીજ લુચ્ચાઇ છે. હવે જતી વખતે તે લોકોને બે વચન પંચાતીયોયે કહ્યા, ત્યારે ગોપાળાનો ગોડીયો બોલ્યો કે કાલે વહીવટ ન આપુ તો મ્હારા છોકરાના સોગન, પણ જૂઠાબોલાને સોગન હોય શાના? હવે રેલ્વે ઉપર ગયા ત્યાં માહાસુખ વીરચંદ શ્રીફળો ગોધરા લેવા ગયા હતા કારણ કે સંપ થાય તેથી વેહેંચવા માટે, તે લઇને જેવા સ્ટેશન ઉપરથી ઉતરે છે, કે ઇહાંથી શંકરલાલભાઇ વિગેરે તેને ગાડી પર મળ્યા અને તેજ ગાડીમાં પાછા લઇ ગયા, બધુ ઠેકાણે રહ્યું, પંચાતીયોની પણ ચાલીશ ઘરવાળાયે લાજ લીધી તેના નાક લીધા અને હજી સુધી કાંઇપણ સવા માસ થઇ ગયા છતાં થયું નથી. માહારા વાંચક વર્ગ, જો આના અંદર એક દસ્કત પણ અસત્ય હોય તો જાતે પંચાયતીને જઇને પુછીલે, કહો હવે મણિવિજયે તડા પડાવ્યા કે ચાલીશ ઘરવાળાયે તથા મણિવિજયને તડા ભેગા નેહોતા થવા દેવા કે, ચાલીશ ઘરવાળાયે, તે ઉપરોકત લખાણથી સિદ્ધ થાય છે. હવે ચાલીશ ઘરવાળાયે એકવીશ ઘરવાળાને છેતરવાથી તથા પોતાની કબુલાત મુજબ વહીવટ એકવીશ ઘરવાળાને તેના મુખત્યાર છગનલાલ ભુરાભાઇને નહિ સોંપવાથી આખા ગામમાં અઢારે વર્ણે ચાલીશ ઘરવાળાને ધિક્કાર ધિક્કારના પોકારો વરસાવે છે. જેને જોવું હોય તે આવીને જુઓ અને સાંભળો પણ જેને નાક અને લાજ નહિ. તેને આખું ગામ તો શું પણ આખી દુનિયા ધિક્કારે તો પણ કાંઇજ નહિ. એ ચાલીસ ઘરવાળાના અન્યાયઅધર્મથી ભવિષ્યમાં પોતાની નાતમાં એહવું ન થાય તેને માટે વૈષ્ણવ લોકોયે પોતાની નાતજાતના તમામ રૂા. પોતપોતાના કબજામાં લેખા દીઠ લઇ લીધા, અને તે ચાલીશ ઘરવાળાની મશ્કરીઓ

નિરંતર રોજે મીઠે વચને વૈષ્ણવો કરે છે, કે લોંકડા ભાઇ તમે અમોને બહુજ ફાયદો કર્યો. તમે એકવીશ ઘરવાળાને છેતરવાથી, ભાગ નહિ આપવાથી, અમોને ચેતવણી મળવાથી અમો તો સુખી થઇને બેઠા વિગેરે બોલે છે, પણ તે વિશ્વાસઘાતી ચાલીશ ઘરવાળા નીચું મોઢું કરી સાંભળી રહે છે, લાજ હોય ત્યારે બોલેને, આવી રીતે તેના પાપકર્મનો ઘડો આપો આપ અન્યાય અધર્મ વિશ્વાસઘાત અને સાધુની અસત્ય ખોટી નિંદા કરવાથી ફુટયો છે, ને હજી અન્યાય કરશે તો ભવિષ્યમાં ફુટશે, કારણ કે હજી પણ હરામખોરાઇ કરી એકવીશ ઘરવાળાના માથા કાપવાની જાળ પાથરવાના કાવતરામાં ફર્યા કરે છે, પણ પાપ પાપને ખાશે, અને પોતાની પાપજાળમાં પોતેજ પકડાશે. પરમાત્માના અધિષ્ઠાયકો, એવાઓને એઓના પાપ કર્મની શિક્ષા કરો, અમારી તો એજ લાગણી છે કે જેને દેખી બીજી જીવો કોઇ દિવસ તેના જેવો અન્યાય અધર્મ કરી શકે નહિ. એકવીશ ઘરવાળાયે પડેલા પણ સમાધાન કરવા માટે ગામના પંચાયતી ગામના શેઠીયા મહાજન સરકાર દરબાર પાંચગામવાળા વિગેરે જે કરે તે કબૂલાત કરેલી હતી, પણ ચાલીશ ઘરવાળાને સમાધાન નહિ કરવાના ઇરાદાથી વારંવાર બોલીબોલીને ફરી જતા હતા, છેવટે પોતેજ એકલા જઇને, એકલાજ અમદાવાદ ગોધરાવાળાને તેડી લાવ્યા છતા પણ નાદાની કરી ન માન્યા તે નજ માન્યા, ખેર નાક કટા તો કટા પણ ઘી તો ચટાએ પંચાતી લોકોયે જાણ્યું એટલે બસ, આખુ ગામતો જાણેજ છે કે બિચારા એકવીસ ઘરવાળાને તે ચાલીશ ઘરવાળા વિનાવાંકે ખીઆજ કરે છે, પણ અંતે સત્ય તરશે ને અસત્ય ડુબશે.

પંચાયતી આવ્યા તેને આગલે દિવસે તેલી છોટાલાલ દલસુખની શ્રાવણ વદિ એકમની રજા નાતની લીધેલી હતી પણ તે લોકો સમધાન કરવા આવવાથી સદર આશામીયે બંધ રાખ્યા નાતનો કરેલો સામાન બગાડવા દીધો ને નાત કરી નહિ તથા પચાયતીયો ગયા પછી પણ નાત કરી નહિ અને તે લોકો પોતે પાંચમે પારણા કરી કરી લીધા હવે એકવીશ ઘરવાળાના માથા ઉપર કલંક નાખવા તે લોકોયે નાળીએરની શેષ વેંહેચી તે એવા હિસાબે કે નહિ લે તો તેને માથે ઢોળી પાડીશું પણ એકવીશ ઘરવાળા સરલ હોવાથી નાળીયેરની શેષ ચાલીશ ઘરવાળાએ આપી તે લઇ લીધી. અને એકવીશ ઘરવાળા નાળીયેરની શેષ આપવા ગયા ત્યારે શેષ લીધી નહિ ને કોઇયે લીધેલ હશે તે પાછી આપી. કહો હવે એકવીશ ઘરવાળાનો દોષ કે ચાલીશ ઘરવાળાનો દોષ અરે મ્હારે એકવીશ ઘરવાળાનું શું કામ હતુ, કહો હવે ચાલીશ ઘરવાળાનો દોષ કે માણેકવિજયનો દોષ તે વાંચક વર્ગને વિચારવા જેવુ છે. હજુ સુધી કાંઇ થયુ નથી,

આ લખાણ અમો અમારૂ ઉત્કૃષ્ટપણું બતાવવા લખતા નથી અમારામાં સાધુપણું તો શું પણ સાધુપણાના ગુણનો ગંધ માત્ર પણ નથી કિંબહુના મ્હારા જેવાને આ સાધુવેષ કેવળ ઉદરપૂર્ત્તિને માટેજ છે આવું છતાં પણ લખવાનું કારણકે અનઆહિતગાર લોકો આવા પ્રપંચીઓની પ્રપંચ જાળમાં ફસાઇ પોતે બિચારા વિના અપરાધે પાપકર્મના ભાગીદાર ન થાય તેને માટેજ આ ઉદ્યમ કરવો પડેલ છે.

વળી કેટલે એક સ્થળે અમોએ અમારા વૈરી વાણિયાઓ આ શબ્દ લખેલ છે તે જરા તેજસ્વી સ્વભાવનુંજ કારણ છે અને અમારા

જેવા છદ્મસ્થ જીવોને પાપોદયથી તેજસ્વીપણું કોઇ કોઇ વાર આવી જાય તે સ્વાભાવિકજ છે અને તેથીજ ઉપરોક્ત શબ્દ મુકાયેલ છે શિવાય વાસ્તવીક રીતે તત્વદ્રષ્ટિએ અને ભગવાન મહાવીર મહારાજાના વચન પ્રમાણે જોતાં તો તે અમારા વૈરીઓ નથી પણ તે બિચારા પોતાના આત્માનાજ વૈરીઓ છે કારણકે જે પોતાના આત્માના વૈરીયો હોય તેજ દેવગુરૂ ધર્મ પુસ્તક પવિત્ર માણસોને ઉત્થાપિ નાખી તેઓના અવર્ણવાદાદિક બોલે છે પણ પોતાના આત્માના જે મિત્રો હોય છે ન તો વિવેકથી વિચાર કરી બોલે છે કે બરાબર છે મહારો આત્મા પાપમય હોવાથી મને દેવગુરૂ ધર્મસંઘ સ્વામી વાત્સલ્ય પુસ્તક પવિત્ર માણસો ઉપર પ્રેમ થતો નથી માટે હું નિયમા ભારે કર્મી છું આવી વિચારણા કરનાર સત્યવાદિ સાચા દિલનો માણસ પોતાના આત્માનો મિત્રજ નિશ્ચય ગણાય છે અમે તો પાપમય ખાડામાં ખુચેલા છીએ. જ્યારે વીતરાગકથિત વચનોની લવલેશ માત્ર પણ પ્રાપ્તિ અમારા અંતરમાં થશે તે દિવસથી અમારા જન્મને અમો સફળ માનીશું.

ચાલીશ ઘરવાળાને પણ એટલું હજી પણ યાદ રાખવાનું છે કે નિંદા કરી પાપ ધોવા હોય તો ખુશીથી, અમો રાજી છીએ પણ જો અસત્ય કલંક નાખી લોકોને ભ્રમમાં નાંખશે તો સત્યવાતે તે ચાલીશ ઘરવાળાનો પીછો હું છોડનાર નથી. હું તેના પેઠે અસત્ય લખાણુ નહિ કરૂં સાચેસાચુ લખીશ માણસની હદમાં શાંતિ રહે હદ મહાર જવાથી અમો શાંતિ રાખવી પ્રસન્ન કરતા નથી કારણકે તેવી શાંતિથી ઉલટો જનસમુહ ભ્રમમાં પડી પાપમય કર્મને વગર વિચાર્યાથી બંધન કરવાવાળો થાય છે માટે ચાલીશ ઘરવાળા પાપમાં પડવા તો તેની ઇચ્છા પણ બીજા વાંચક વૃંદોને તો પાપમાં પડવા નહિ દેવાના

ઇરાદાથીજ આ લખાણ લખવું પડયું છે અને વળી કામ પડશે તો લખીશું આ વાત ચોકસ છે.

હવે તે લોકો કહે છે કે અમોને ગાળો દીધી પણ જુઓ જુદા જુદા પુસ્તકોમાં શું લખ્યું છે.

यदुक्तं–सुभाषितरत्नभांडागारे-

काकः पक्षिषु चांडालः, स्मृतः पशुषु गर्दभः ।
नराणां कोपि चांडालः, स्मृतः सर्वेषु निंदकः ॥ १ ॥

ભાવાર્થઃ– પક્ષિઓને વિષે કાગડો ચંડાળ છે પશુઓને વિષે ગધેડો ચંડાલ છે મનુષ્યોને વિષે ક્રોધી ચંડાળ કહેવાય છે અને સર્વેને વિષે નિંદા કરનાર ચંડાળ કહેવાય છે.

चांडालः पक्षिणां काकः, पशूनां चैव कुक्कुरः ।
कोपो मुनीनां चांडालः, सर्वचांडालनिंदकः ॥ २ ॥

ભાવાર્થઃ—પક્ષિઓને વિષે કાગડો ચંડાળ કહ્યો છે પશુઓને વિષે કુતરો ચંડાળ કહ્યો છે મુનિઓમાં ક્રોધી ચંડાળ કહેલો છે સર્વેને વિષે નિંદક ચંડાળ કહેલો છે.

मित्रद्रोही कृतघ्नश्च, तथा विश्वासघातकः ।
ते नरा नरकं यान्ति, यावच्चंद्रदिवाकरौ ॥ ३ ॥

ભાવાર્થઃ—જે પોતાના મિત્રનો દ્રોહિ હોય તથા કૃતઘ્ન એટલે કરેલા કાર્યનો હણનાર હોય તથા વિશ્વાસઘાતી હોય આ સર્વે સૂર્ય-ચંદ્ર તપે ત્યાં સુધી નરકમાં રહે છે-જાય છે.

मूर्खाणां पंडिता द्वेष्या निर्धनानां महाधनाः ।
व्रतीनः पापशीलानामसतीनां कुलस्त्रियः ॥ ४ ॥

ભાવાર્થઃ—મુર્ખ માણસોને પંડિતો દ્વેષ કરવા યોગ્ય હોય છે. નિર્ધન માણસોને મહાધનાઢ્ય દ્વેષ કરવા લાયક હોય છે વ્રતધારીઓને પાપશીલ માણસો દ્વેષ કરવા યોગ્ય હોય છે એ સતી સ્ત્રિઓને કુલીન સ્ત્રિઓ દ્વેષ કરવા લાયક હોય છે એટલે પંડિતો ઉપર મુર્ખો દ્વેષ કરે છે ધનાઢ્ય ઉપર નિર્ધન દ્વેષ કરે છે વ્રતધારીઓ ઉપર પાપી જીવો દ્વેષ કર છે સતી સ્ત્રિઓ ઉપર અસતી સ્ત્રિઓ દ્વેષ કરે છે,

मूर्खशिष्योपदेशेन, दुष्टस्त्रिभरणेन च ।
द्विषतां संप्रयोगेण, पंडितोप्यवसीदति ॥ ५ ॥

ભાવાર્થઃ—મુર્ખ શિષ્યને ઉપદેશ કરવાથી દુષ્ટ સ્ત્રિનું પોષણ કરવાથી શત્રુઓનો સંગ કરવાથી પંડિત હોય તો પણ ખેદ પામે છે.

ईर्ष्यी घृणीत्व संतुष्ट, क्रोधनो नित्यशंकितः ।
परभाग्योपजीवीच, षडेते दुःखभागिनः ॥ ६ ॥

ભાવાર્થ—ઇર્ષ્યાલુ પ્રસન્નતારહિત અસંતુષ્ટ ક્રોધી નિરંતર શંકા કરનાર અને પારકાના ભાગ્યથી જીવનાર આ છયે દુઃખના ભાગીદાર થાય છે.

मूर्खोपि मूर्खं दृष्ट्वाच, चंदनादपि शीतलः ।
यदि पश्यति विद्वांसं, मन्यते पितृघातकम् ॥ ७ ॥

ભાવાર્થઃ—મુર્ખ માણસ પણ મુર્ખને દેખી ચંદન થકી પણ

વધારે શીતલ થાય છે પણ જો વિદ્વાનને દેખે તો પોતાના બાપને જાણે મારનારો હોય નહિ તેમ માને છે.

**खलः सर्षपमात्राणि, परछिद्राणि पश्यति,**
**आत्मनो बिल्वमात्राणि, पश्यन्नपि न पश्यति ॥ ८ ॥**

ભાવાર્થઃ—દુર્જન માણુસ પરના સરસવ જેટલા છિદ્રને પણ જુવે છે પરંતુ પોતાના બીલના જેવડા મોટા છિદ્રો હોય તેને દેખતો છતો પણ જોતો નથી.

**न विनापरवादेन, रमते दुर्जनजनः ।**
**काकः सर्व रसान्भूक्त्वा, विना मेध्यं न तृप्यति ॥९॥**

ભાવાર્થ—પરના અવર્ણવાદ બોલ્યા શિવાય દુર્જનને શાંતિ થતી નથી કાગડો સર્વ રસોનું ભક્ષણ કરે છે પણ અશૂચિ પદાર્થ વિના તૃપ્ત થતો નથી.

**ये स्वामिनं गुरुं वा मित्रं वा वंचयंति विश्वस्तम् ।**
**अपरं च नास्ति तेषां, नूनं सुखमुभयलोके ॥ १० ॥**

ભાવાર્થઃ—જે પોતાના સ્વામીને તથા ગુરૂને તથા મિત્રને કે જેઓ વિશ્વાસ પામેલા હોય છે, તેવા ઉપરોક્તને વિશ્વાસઘાત કરી ઠગવાથી તેઓને બીજું કાંઇ પણ સુખ ઉભય લોક ઇહલોક પરલોકમાં કાંઇ સુખ નથી મતલબ કે ઉપરોકત ત્રણનો વિશ્વાસઘાત કરનારને ઇહલોક પરલોકમાં સુખ થતું નથી.

**प्रायः संप्रति कोपाय, सन्मार्गस्योपदेशनम् ।**
**विलूननासिकस्येव, विशुद्धादर्शदर्शनम् ॥ ११ ॥**

ભાવાર્થઃ--સન્માર્ગનો ઉપદેશ કરવો તે પ્રાયઃ કરી કેટલાએક જીવોને ક્રોધની ઉત્પત્તિને માટે થાય છે, કારણકે જેમ નાક વિનાના નકટાને શુદ્ધ આરિસો બતાવવાથી જેમ ક્રોધ થાય છે તેવી રીતે.

तथा श्लोकसंग्रहेपि उक्तम्–

कूटसाक्षी मृषाभाषी, रोषी विश्वासघातकः ।
चत्वारः कर्मचंडालः पंचमो जातिसंभवः ॥ १२ ॥

ભાવાર્થ--જૂઠી સાક્ષી પુરનાર અસત્ય બોલનાર ક્રોધ કરનાર વિશ્વાસઘાત કરનાર આ ચાર કર્મચંડાળ કહેવાય છે અને પાંચમો ચંડાળની જાતિમાં ઉત્પન્ન થયો હોય તે ચંડાળ કહેવાય છે.

यदुक्तं मुक्तावल्याम्

निस्पृहोनाधिकारी स्यान्नाकामो मंडनप्रियः ।
नाविदग्धः प्रियं ब्रूयात्, स्फुटवक्ता न वंचकः ॥ १३ ॥

ભાવાર્થઃ--નિસ્પૃહિ માણસ કોઇ દિવસ અધિકારી થતો નથી બ્રહ્મચારી માણુસ કોઇ દિવસ નાતો ધોતો નથી તેમજ તેલ ફુલેલ અંતર ઉત્તમ વસ્ત્રાદિકને પણ ધારણ કરતો નથી મુર્ખ માણુસ મીઠું વચન બોલતો નથી અને કપટ રાખ્યા શિવાય સાચેસાચુ કહી દેનાર હોય તે ઠગ હોતો નથી.

उद्वेजकोऽतिचाटूक्त्या, मर्मस्पर्शी हसन्नपि ।
निर्गुणो गुणनिंदाकृत्, क्रकचप्रतिमः पुमान् ॥ १४ ॥

ભાવાર્થ--જેને મીઠા વચનોથી બોલાવવા છતાં પણ જે ઉદ્વેગ

કરનાર હોય તથા જે હસતો છતો પણ મર્મને ખોલનાર હોય તથા જે નિર્ગુણી છતાં પણ ગુણીની નિંદા કરનાર હોય તે પુરૂષને કરવતની ઉપમા આપેલી છે અર્થાત્ તે કરવત ( લાકડા વહેરવાનું લોખંડનું દાંતાવાળું શસ્ત્ર ) ના સમાન હોય છે.

यदि काको गजेंद्रस्य, विष्टां कुर्वीत मूर्द्धनि ।
कुलानुरूपं तत्तस्य, यो गजो गज एव सः ॥ १५ ॥

ભાવાર્થ—જો કાગડો મોટા હસ્તિના મસ્તક ઉપર વિષ્ટા કરે તો તે કાગડાના કુળને અનુરૂપજ છે અને જે હસ્તિ છે તે હસ્તિજ રહેવાનો તેમાં કાંઇ કાગડાની ઉન્નતિ અને હસ્તિની અવનતિ થવાની નથી.

पापासक्ते चेतसि, धर्मकथा स्थानमेव न लभते ।
नीलीरक्ते वाससि, कुंकुमरागो दुराधेयः ॥ १६ ॥

ભાવાર્થઃ—પાપથી વ્યાપ્ત થયેલા માણસના ચિતના અંદર ધર્મકથા સ્થાન પામતી નથી કારણકે ગળીથી રંગેલા લુગડાના અંદર કેસરનો રંગ ચડાવવો બહુજ મુશીબત છે.

जठराग्निः पचत्यन्नं, फलं कालेन पच्यते ।
कुमंत्रैः पच्यते राजा, पापी पापेन पच्यते ॥ १७ ॥

ભાવાર્થઃ—જઠરાગ્નિ અન્નને પચાવે છે ફળ કાળે કરીને પાકે છે કુમંત્રથી રાજા પચાય છે અને પાપી તેના પાપકર્મથી પચાય છે—દુઃખી થાય છે.

सर्वत्र शुचयो धीराः सुकर्मबलगर्विताः ।
कुकर्मभयवित्रस्ताः, पापाः सर्वत्र शंकिताः ॥ १८ ॥

ભાવાર્થ—પોતાના સારા કર્મના બલગર્વથી પવિત્ર થયેલા પુરૂષો સર્વ જગ્યાએ ધીરવીર હોય છે અને કુકર્મથી ઉત્પન્ન થયેલા ભયથી ત્રાસ પામેલા પાપી માણસો સર્વ જગ્યાએ શંકા પામનારા હોય છે.

नमन्ति फलिता वृक्षाः नमन्ति विबुधा जनाः ।
शुष्क काष्ठं च मूर्खाश्च, भज्यन्ते न नमन्ति च ।। १९ ।।

ભાવાર્થઃ--ફળીભૂત થયેલા વૃક્ષો નમે છે પણ સુકું લાકડું અને અને મુર્ખ માણસો ભાગે છે પણ નમતા નથી.

दह्यमानाः सुतीव्रेण, नीचाः परयशोग्निना ।
अशक्तास्तत्पदं गंतुं, ततो निन्दां प्रचक्रहे ॥ २० ॥

ભાવાર્થ--પરના અતિતીવ્ર યશરૂપી અગ્નિથી બળી ગયેલા નીચ માણસો તેમના પદને પ્રાપ્ત કરવા અશક્ત થયેલા હોવાથી અને બીજું પોતાનું કાંઇ નહિ ચાલવાથી યશસ્વીની નિંદાજ કરે છે.

का खलेन सह स्पर्धा, सज्जनस्याभिमानिनः ।
भाषणं भीषणं साधु, दुषणं यस्य भूषणं ।। २१ ।।

ભાવાર્થ--જેનું ભાષણ મહાભયને ઉત્પન્ન કરનાર ભયંકર છે તે ભાષણ અને સાધુના દુષણો બોલવા રૂપ જેનું આભૂષણ રહેલું છે એવા દુર્જનના સાથે અભિમાની એવા સજ્જનને શી સ્પર્ધા હતી અર્થાત્ કાંઇજ નહિ.

वृश्चिकानां भुजंगानां, दुर्जनानां च वेधसा ।
विभज्य नियतं न्यस्तं, विषं पुच्छे मुखे हृदि ।। २२ ।।

ભાવાર્થઃ—વીંછીઓ સર્પો અને દુર્જનો વિગેરેમાં વિભાગ કરી વિધાતાએ પુંછડાને વિષે મુખને વિષે અને હૃદયને વિષે વિષ નિશ્ચય સ્થાપન કરેલ છે એટલે વીંછીના પુંછડાને વિષે વિષ છે સર્પના મુખને વિષે વિષ છે અને દુર્જનના હૃદયના વિષે વિષ છે.

जिह्वैकैव सतामुभे फणभृतां सृष्टुश्चतस्रो मता-
स्ताः सप्तैव विभावसोर्नियमिताः षट् कार्तिकेयस्य च ॥
पौलस्त्यस्य दशैव ताः फणिपतेर्जिह्वा सहस्रद्वयं
जिह्वा लक्षसहस्रकोटि नियमो नो दुर्जनानां मुखे ॥२३॥

ભાવાર્થ—સજ્જનને એક જીભ છે સર્પોને બે જીભ છે વિધાતાને ચાર જીભ છે અગ્નિને સાત જીભ છે કાર્તિકસ્વામીને છ જીભ છે રાવણને દશ જીભ છે. ફણિધરને બે હજાર જીભ છે અને દુર્જન જનોના મુખના અંદર હજાર લાખ કોડી વિગેરે જીભનો નિયમજ નથી એટલે દુર્જનના મોઢામાં જીભનો નિયમજ નથી.

यदुक्तं आगमअष्टोत्तरीकायाम्—

जेसिं न आणबुद्धि, विद्याविणाणचौरीमासुद्धी ।
तो गोमिअ रुख पत्थर खर तिण सुणाइ साहित्थं ॥२४

ભાવાર્થ—જે સ્ત્રિપુરૂષોને વિદ્યા વિજ્ઞાન ચતુરાઇ વિગેરે છે પણ શ્રીજિનેશ્વર મહારાજાની આજ્ઞાનું આરાધન કરવાની શુદ્ધ બુદ્ધી નથી તે સ્ત્રિપુરૂષો ગાય વૃક્ષ પત્થર ગધેડા તૃણ અને શ્વાન સરિખા જાણવા.

વળી પણ કહ્યું છે કે.

सर्वत्र सुलभा राजन्, पुमांसः प्रियवादिनः ।
अप्रियस्यतु पथ्यस्य, वक्ता श्रोता च दुर्लभाः ॥ २५ ॥

ભાવાર્થ—સત્ય બોલનાર માણસ કોઇ એક રાજાને કહે છે કે રાજન્ મીઠું બોલનારા લોકોની જો શોધખોળ કરશો તો જ્યાં જોશો ત્યાંથી વિના પ્રયાસે શીઘ્રતાથી મળી આવશે અને દેખાવમાં સામાને અપ્રિય લાગે તેવું પણ પથ્ય અને સત્ય વચનના બોલનારા તેમજ સાંભળનારાની પ્રાપ્તિ થવી મહાદુર્લભ થઇ પડશે અર્થાત્ ભલે જરા કડવાશવાળું વચન હોય પણ તે સાચું હોય તો તેના બોલનારા ને કહેનારા વિરલાજ હોય છે.

કારણકે આજે દુનિયાને ભલે ખોટું હોય તોપણ મીઠુંજ ગમે છે પણ સાચું અપ્રિય હોય તે ગમતું નથી. કહેનાર અને સાંભળનાર અસત્ય એવા મીઠા વચનનીજ ઇચ્છા કરે છે, પણ અપ્રિય એહવા સાચા વચનની દરકાર કોઇ ભાગ્યશાળીનેજ રહે છે.

સુજ્ઞ વાંચકવર્ગ! હવે ઘણું થયું આ તો ફકત સમુદ્રમાં બિંદુ સમાન જનસમાજને જાણવા લખ્યું છે. શિવાય આતો આવા હજારો શ્લોકો હજારો ગાથાઓ હજારો દુહાઓ પુસ્તકોના અંદર વિદ્યમાન છે તેથી કેટલું લખી શકાય. આ ઉપરોકત પ્રમાણે લખ્યા છતાં પણ આ ગામના ચાલીશ ઘરના જૈનવાણિયા વાણિયાણીઓ કહે છે કે સાધુ અમોને ગાળો દે છે પણ આ તે બોધ છે કે ગાળો છે, આ તે શાસ્ત્રકારનું લખાણ છે કે મણિવિ. ના ઘરનું લખાણ છે પણ બરાબર પોતાના દોષ છીપાવવાને માટે આવા આવા વચનો બોલી જગતને ઠગે નહિ તો પછી બિચારા જૂઠાબોલા છતાં લોકોમાં સાચાબોલા કેવી રીતે કહેવાય? વળી

એક મહા આશ્ચર્યની વાત છે. આ લોકો મને બાબેન સામી ભુંડી ભુંડી ન દેવાની પણ ગાળો દે છે ને તે પણ ભર બજારમાં ખુલ્લે મુખે તે તો ગાળો ન કહેવાય અને હું આગમ ઉપર શાસ્ત્ર પ્રમાણે લખી ગયો તે પ્રમાણે ઉપદેશ નિમિતે કહું એમાં ગાળો કહેવાય આ કેટલો અન્યાય અને આ કેટલુ જૂઠ કહેવાય તે વાંચક વર્ગને ખાસ વિચાર કરવાનો છે. અમોએ આ ગામમાં ઘણો ઉપકાર કર્યો, તેના બદલામાં અમોને પહેરામણિમાં સાધુડા જોગટા બાવા લુચ્ચો ભંગીયો મણકુડો મણિયો મરતો નથી જતો નથી કયારે મરશે કાળા મોઢાનો ધણી નખોદીયો કાગડા કુતરા ગધેડા હરામી પાપીયા નાગો વિગેરે અને મા બેન સામી એવી હજારો ગાળો તે ચાલીસ ઘરવાળા ભાઇઓ બાઇયોએ શેરીયે ચોટે કુવે તળાવે ગામમાં ભર-બજારમાં દીધી છે કે કોઇ નીચ માણુસ પણ એવી ગાળો આપે નહિ. તેમજ અમોયે દીક્ષાપર્યાયના નવા ચોવીશ વર્ષમાં કોઇ દિવસ આવી ગાળો ખાધી પણ નથી. તોપણ અમોયે તેને વધાવી લીધેલ છે. મનમાં એજ લાગણી કે આ મિથ્યાત્વ ભારેકર્મી જીવો દેવગુરૂ ધર્મ અને સ્વામીભાઇના વૈરીયો થઇ કયાં ને કયારે છુટશે.

આ ચોવીશ વર્ષના દિક્ષાપર્યાયમાં કોઇપણ માણુસોયે અમોને ગાળો નથી દીધી તેવી ગાળો આ જૈન નામધારી વાણિયાઓયે અમોને દીધી છે, પણ તેથી અમો ખેદ માનતા નથી. અમો તો અમારા પાપ ધોવાણા, તેમ માનીયે છીયે. લખવાનું કારણ ફક્ત એજ કે અસત્યવાદિ અસત્ય બોલી બીજાને અસત્યના ખાડામાં પાડવામાં નિષ્ફળ થાય, તેના માટેજ આ લખાણ છે માટે માનવું ન માનવું, સમજવું ન સમજવું, તે ધણીની પોતાની મુનસફી ઉપર છે.

